॥ श्री ॥

# ज्योतिर्विद्भूषण.

ગુજરાતી ભાષાંતર સહીત બનાવી પ્રસિદ્ધ કરનાર

કરૂણાશંકર વિ. ગણેશજી રાવલ.

લીંબડી—નિવાસી.



અમદાવાદમાં.

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ

એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

શકે ૧૮૦૭ ઇસ્વીસન ૧૮૮૫

કીમત ૩) રૂપિયા.

# अर्पण पत्रिका.



जनेशालोकेस्मिन्यदपिबहवःसंतिब
लिनो। यशस्वत्सिंहत्वंतदपिसकले
भ्योवरतमः॥ स्वनामार्थख्यातोयद
सिभवतेस्वार्पितइह। प्रकर्षमेग्रंथोल
नतुसहभावत्कयशसा ॥ १ ॥

અર્થ—હે મહારાજાધિરાજ યશસ્વતસીંહજી સાહેબ આ જગતમાં બળવાળા ઘણા રાજાઓ છે તો પણ આપસાહેબ પોતાના નામના અર્થ મુજબ વિખ્યાતછો જેથી તે સબળાઓ કરતાં શ્રેષ્ઠછો માટે "ज्योतिर्विद्भूषण"નામનો આ ગ્રંથ મેં નમ્રતા પૂર્વક આપસાહેબને અર્પણ કર્યોછે તે મારો ગ્રંથ આપસાહેબના યશ સાથે આ જગતમાં ઉત્કર્ષ પામો.

ग्रंथकर्त्ता.

ક. ગ. રા.

२६७८

# प्रस्तावना.

ચઉદ વિદ્યાઓમાં જ્યોતિશશાસ્ત્ર એક વિદ્યા છે.

ચઉદ વિદ્યાઓનો ક્રમ ।। વેદનાં ૭ અંગ, ચાર વેદ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, પુરાણ ।। વેદનાં ૭ અંગોનો ક્રમ ।। છંદ (પગ) કલ્પ (હાથ) જ્યોતિષ (નેત્ર) નિરૂકત (કાન) શિક્ષા (નાક) વ્યાકરણ (મુખ) એ પ્રમાણે ૭ અંગોમાંના એક અંગ, નેત્રરૂપ જ્યોતિશશાસ્ત્ર ઘણું ઉપયોગી હોવાથી તેના સંબંધી ગર્ગ, ભૃગુ, ગૌતમ, જૈમિનીય આદિક ઋષિઓના રચીત ગ્રંથોના આશ્રયથી મોટા મોટા વિદ્વાનોએ જાતક તથા તાજીક તથા મુહુર્ત એ ત્રણે વિષયો ઉપર જુદી જુદી રીતે એકેક વિષયનું અવલંબન કરી ઘણી સુંદરતા વાળી કૃતીથી ગ્રંથો રચેલા છે જેથી જેઓ આળસ્ય રહીત માહા પંડીતો છે તેઓ તો પૂર્વના ગ્રંથો જોઈ કૃતકાર્ય થાયછે તેથી મારો આ ગ્રંથ કરવાનો ઉદ્યોગ તેમને અર્થ નથી પણ આધુનિક સમયમાં જેઓ મંદ બુદ્ધિ, અલ્પાભ્યાસી અને તે વિષે અનભિજ્ઞ હોઇને જ્યોતિશશાસ્ત્ર સારી રીતે જાણવાની ઇચ્છા રાખતા હોય તેઓને માટે કેટલાએક સારા સારા પેહેલાના તથા હમણાંના બનેલા ગ્રંથોનો આશ્રય લઇ "ज्योतिर्विद्भूषण" નામનો આ સુબોધ લઘુ ગ્રંથ જાતક તથા તાજીક તથા મુહુર્ત એ ત્રણે બાબતોનું અવલંબન કરી વાર્તિક રૂપે રચી ગુજરાતી ભાષાંતર સાથે બહાર પાડુંછું. આ ગ્રંથ જે જે વિદ્વજ્જનોને ત્યાં મોકલેલો તેમણે આદ્યંત વાંચી તેની યોગ્યતા વિષે પ્રસન્નતા પૂર્વક પ્રમાણપત્ર આપેલ છે તે આ ગ્રંથની છેવટે દાખલ કરેલ છે.

ग्रंथकर्ता.

# अनुक्रमणिका.





२५७९

# ज्योतिर्विद्भूषण.

श्रीगणेशायनमः॥ श्रीमद्धेरंबबर्हिचरागुरुभानुशिवान्चपितरौप्रणम्यप्राचीनार्वाचीनग्रंथसारमुद्धृत्यज्योतिर्विद्भूषणंकुर्वे॥१॥ शीर्षमुखबाहुन्हृदयोदरकटिबस्तिगुह्योरुजानुजंघाचरणसंज्ञाकालनरावयवाःमेषादिराशयः॥२॥ अरुणासितहरितपाटलपांडुविचित्रकृष्णपिशंगापिंगलकर्बुरबभ्रुकमलिनवर्णाःमेषाद्याः॥३॥

ટીકા—શોભામાન ગણપતી, બરહીચરા, ગૂરૂ, સૂર્ય, શીવ, એઓને તથા માત પીતાને નમસ્કાર કરીને પેહેલાંના અને હમણાના થએલા જ્યોતીષશાસ્ત્રના ગ્રંથોનો સાર લઇ જ્યોતિર્વિદભૂષણ નામનો ગ્રંથ બનાવું છઉં. ॥૧॥ મેષાદિક રાશીયો, કાળ પુરૂષનાં અંગછે તે એ રીતે કે મેષરાશી માથુંછે, વૃષભ મુખછે, મીથુન હાથછે, કરક હૃદયછે, સિંહ ઉદરછે, કન્યા કેડછે, તુળા નાભીની નીચેનો ભાગછે, વૃશ્ચિક ગુહ્યછે, ધન ઉરૂછે, મકર જાનુછે, કુંભ જંઘાછે, મીન ચરણછે. ॥૨॥ મેષ કાંઈક રાતો, વૃષભ સફેત, મીથુન પોપટીયો, કરક કાંઈક સફેત

રાતો, સિંહ ધુમાડીયો, કન્યા ચીત્રવિચીત્ર, તુળા કાળો, વૃશ્ચિક સોનેરી, ધન કાંઇક કાળો મકર મીશ્ર. કુંભ કપિલ, મીન માછલાને રંગે, એ પ્રમાણે મેષાદિક રાશીચોના વર્ણોછે. ॥૩॥

पुंस्त्रीक्रुराक्रुरौचरस्थिरद्विस्वभावाश्च मेषादेः ॥४॥ राशिक्षेत्रभवनगृहर्क्षभान्ये कार्थवाचकानि ॥ ५ ॥ मंशुबुचंरबुशुमंगुश शगवोमेषादीशाः ॥ ६ ॥ मिथुनासिंहादि चतुष्ककुंभाः शीर्षोदयाःमीनश्चोभयोदयः शेषाःपृष्टोदयाः ॥७॥ विमिथुनशीर्षोदया दिनबलाख्याःशेषारात्रिबलाख्याः॥८॥मेष वृषामिथुनकुलीराःसत्रिकोणाःप्रागादीशाः ॥९ ॥तनुधनसहोत्थमात्रात्मजारिपत्निम रणधर्मकर्मलाभव्ययाख्यालग्नाद्भावाः१०

ટીકા—મેષાદિક રાશીચોમાં પુરૂષ અને સ્ત્રી એ સંજ્ઞા તથા શુભ અને પાપ એ સંજ્ઞા તથા ચર, અને સ્થિર અને દ્વિસ્વભાવ, એ સંજ્ઞા મેષથી અનુક્રમે ગણતાં જાણવી. ॥૪॥ રાશી, ક્ષેત્ર, ભવન, ગૃહ, રક્ષ, અને ભ, એ તમામ શબ્દો રાશી વાચકછે. ॥૫॥ મંગળ, શુકર, બુધ, ચંદ્રમા, સુર્ય, બુધ, શુકર, મંગળ, ગુરૂ, શની, શની, અને ગુરૂ એ પ્રમાણે ક્રમ પૂર્વક મેષથી મીન સુધી રાશીચોના સ્વામીછે. ॥૬॥ મીથુન, સીંહ, કન્યા, તુળા, વૃશ્ચિક,

અને કુંભ એ માથાના ભાગથી ઉદય પામનારાછે, અને તેમની શિર્શોદય એવી સંજ્ઞાછે. મીનરાશી બંને બાજુથી ઉદય પામેછે અને તેની ઉભયોદય એવી સંજ્ઞાછે, કરક, ધન, મકર, મેષ ને વૃષભ, એઓ પાછળના ભાગથી ઉદય પામેછે અને એઓની પૃષ્ટોદય એવી સંજ્ઞાછે. ॥૭॥ મીથુન વીનાના શિર્શોદય રાશીયો દીવસે બળવાળા જાણવા, બાકીના રાત્રીએ બળવાળા જાણવા ॥૮॥ મેષ સિંહ અને ધન એ પૂર્વ દિશાના સ્વામીછે. વૃષભ, કન્યા અને મકર એ દક્ષિણ દિશાના સ્વામીછે. તુળા, મીથુન, કુંભ, એ પશ્ચિમ દિશાના સ્વામીછે. કરક, વૃશ્ચિક, મીન એ ઉત્તર દિશાના સ્વામીછે. ॥૯॥ તનુ એટલે પેહેલો ભાવ, ધન એટલે બીજો, સહોથ એટલે ત્રીજો, માતુ એટલે ચોથો, આત્મજ એટલે પાંચમો, અરી એટલે છઠો, પત્ની એટલે સાતમો, મરણ એટલે આઠમો, ધર્મ એટલે નવમો, કર્મ એટલે દશમો, લાભ એટલે અગી-યારમો, વ્યય એટલે બારમો, એ પ્રમાણે લગનથી આરંભી બારે ભાવોની સંજ્ઞાછે. ॥૧૦॥

गृहहोराद्दष्काणसप्तमांशनवमांशद्वादशांशत्रिंशांशदशांशषोडशांशषष्ट्यंशाः दशवर्गाः॥११॥ओजेतरणींद्वोःसमेव्यत्ययेनहोरा ॥१२॥ स्वेषुनवमपानांद्दष्काणाः॥१३॥ समविसमयोसप्तमस्वन्नाभ्यांसप्तमांशाः। ॥१४। चरास्थिरद्विस्वन्नावेपुस्वनवमेषुन्नान्नवांशाः ॥१५।

ટીકા—જન્મકુંડળી, હોરા, દ્રેશકાણ, સપ્તમાંસ, નવમાંશ, દશાંશ, દ્વાદશાંશ, ષોડશાંશ, ત્રીશાંશ, શષ્ટીઅંશ, એઓ દશ વ-ર્ગ છે. ॥૧૧॥ વીશમ રાશીમાં પનર અંશ સુધી સૂર્યની હોરા જા-ણવી ઉપરાંત ચંદ્રની જાણવી, સમરાશીમાં પનર અંશ સુધી ચંદ્રની હોરા જાણવી, ઉપરાંતના અંશોમાં સૂર્યની જાણવી.॥૧૨॥ રાશીના પેહેલા દશ અંશ સુધી પોતાથીજ દ્રેશકાણ જાણવું, દ-શથી વીશ અંશ સુધીમાં પાંચમા રાશીથી જાણવું, વીશથી છે-વટ સુધીમાં નવમા રાશીથી જાણવું. ॥૧૩॥ વિશમ રાશીમાં પોતાથી સપ્તમાંશ ગણવા, સમરાશીમાં પોતાથી સાતમા રા-શીથી ગણવા. ॥૧૪॥ ચર રાશીમાં પોતાથી નવમાંશ ગણવા, સ્થિર રાશીમાં નવમા રાશીથી નવમાંશ ગણવા, દ્વિસ્વભાવ રા-શીમાં પાંચમા રાશીથી ગણવા ॥૧૫॥

स्वन्नादर्कांशाः ॥ १६॥ विषमेन्नौमार्कीज्य ज्ञशुक्राणांपंचबाणाष्टनगेषवस्त्रिंशांशाः स मेन्यथा ॥१७॥ आजेस्वभाद्युग्मेनवमन्ना द्दशांशाः ॥ १८॥ स्वन्नात्कलांशाःओजेक्र माच्चतुर्मुखविश्नुहरदिनेशाःयुग्मेव्यत्ययेन ॥१९॥ स्वन्नात्षष्टयंशाः ॥२०॥ षष्ट्यंश पास्त्वोजेघोराक्षसदेवकुबेररक्षोगणाकिन्न रभ्रष्ट कुलघ्नगरलाग्निमाया प्रेतपुरीशव

रुणदेवगणेशकलाहिभागामृतांशुचंद्रमृदु
कोमलपद्मलक्ष्मीशवागीशदीगंबर देवार्द्र
कालिनाशक्षितीश्वरकमलाकरमंदात्मजमृ
त्युकालदावाग्निघोराज्ञयकंटकसुधामृतप
रिपूर्णेंदुविषप्रदग्धकालिनाशवंशक्षयोत्पा
तकालरूपसौम्यमृदुसु शितलदंष्ट्राकराले
दुमुखप्रविणकालाग्निदंडायुद्धनिर्मलशुभा
शुभातिशितलसुधापयोधिभ्रमणेंदुरेषा:
युग्मेत्यत्ययेन ॥२१॥

ટીકા—તમામ રાશીઓમાં પોતાના રાશીથી દ્વાદશાંશો કરવા ॥૧૬॥ વીશમ રાશીમાં મંગળ, શની, ગુરૂ, બુધ, શુકર, એઓના, પાંચ, પાંચ, આઠ, સાત, અને પાંચ, એઓ ત્રીશાંશ જાણવા, તેઓજ સમરાશીમાં વિલોમ રીતે ત્રીશાંશો જાણવા. ॥૧૭॥ વીશમ રાશીમાં પોતાના રાશીથી દશાંશો જાણવા અને સમરાશીમાં નવમા રાશીથી જાણવા. ॥૧૮॥ પોતાના રાશીથી શોડશાંશો જાણવા તેમાં વીશમ રાશીમાં ચતુર્મુખ, વિશ્નુ, હર, અને દિનેશ, ક્રમે જાણવા, અને સમ રાશીમાં અવળી રીતે જાણવા. ॥૧૯॥ પોતાના રાશીથી ષષ્ટિ અંશો જાણવા. ॥૨૦॥ વીશમ રાશીમાં ઘોર ૧ રાક્ષસ ૨ દેવ ૩ કુબેર ૪ રક્ષોગણ ૫ કીન્નર ૬ ભ્રષ્ટ ૭ કુલઘ્ન ૮ ગરલ ૯ અગ્ની ૧૦

માયા૧૧ પ્રેતપુરેશ ૧૨ વરૂણ ૧૩ દેવગણેશ ૧૪ કળા ૧૫ અહીભાગ ૧૬ અમૃતાંશુ ૧૭ ચંદ્ર ૧૮ મૃદુ ૧૯ કોમળ ૨૦ પદ્મ ૨૧ લક્ષ્મી ૨૨ વાગીશ ૨૩ દીગંબર ૨૪ દેવ ૨૫ આર્દ્ર ૨૬ કલીનાશ ૨૭ ક્ષીતીશ્વર ૨૮ કમળાકર ૨૯ મંદાત્મજ ૩૦ મૃત્યુ ૩૧ કાળ ૩૨ દાવાગ્ની ૩૩ ઘોર ૩૪ અભય ૩૫ કંટક ૩૬ સૂધા ૩૭ અમૃત ૩૮ પરિપુર્ણેંદુ ૩૯ વીશપ્રદગ્ધ ૪૦ કલી ૪૧ નાશ ૪૨ વંશક્ષય ૪૩ ઉત્પાત ૪૪ કાળરૂપ ૪૫ સૌમ્ય ૪૬ મૃદુ ૪૭ સુશીતલ ૪૮ દંશડ્રાકરાલ ૪૯ ઇંદુમુખ ૫૦ પ્રવિણ ૫૧ કાળાગ્ની ૫૨ દંડયુધ ૫૩ નીર્મળ ૫૪ શુભ ૫૫ અશુભ ૫૬ અતીશીતળ ૫૭ સુધાપયોધી ૫૮ ભ્રમણ ૫૯ ઇંદુરેષ ૬૦ એ રીતે ક્રમે કરી ષષ્ઠી અંશો જાણવા અને સમરાશીને વીશે એઓજ વીલોમ રીતે જાણવા. ૨૧

द्वयादिस्वोच्चमूलत्रिकोणाधिमित्रभगः पारिजातोत्तमगोपूरसिंहासन पारावतदेवलोकदेवलोकैरावतवैशेषिकसंज्ञःक्रमात् । ॥२२॥ कुलिरालिझषांत्यनागोरुक्षसंधिः ॥२३॥ लग्नांब्वस्तखानिकेंद्राणि ॥२४॥ स्वसुताष्टमायस्थानानिपणफराणि॥२५॥ व्यारिधर्मांत्यानित्र्यापोक्लीमानि॥२६॥त्र्या यारिखान्युपचयानि ॥२७॥ सुतधर्मभवनेत्रिकोणे ॥२८॥

ટીકા—જે ગ્રહ પોતાનું ઉચ્ચ, મુળ ત્રીકોણ, અધિમિત્ર, અને પોતાની રાશીનો હોય એઓમાંથી દશે વર્ગમાં જોતાં બે બળ પામ્યો હોય તે પારિજાત જાણવો, ત્રણ પામ્યો હોય તો ઉત્તમ જાણવો, ચાર પામ્યો હોય તો ગોપુર જાણવો, પાંચ પામ્યો હોય તો સીંહાસન અંશ જાણવો, ૭ પામ્યો હોય તો પારાવતાંશ જાણવો, સાત અને આઠ બળ પામ્યો હોય તો દેવલોકાંશ જાણવો, નવ પામ્યો હોય તો ઐરાવતાંશ જાણવો, દશેમાં બળ પામ્યો હોય તો વૈશેશીકાંશ જાણવો, એ રીતે દશ વર્ગથી ગ્રહોનું બળ જોવું ॥૨૨॥ કરક, વૃશ્ચિક, અને મીનનો છેલ્લો નવમાંશ, એઓની રૂક્ષસંધી એવી સંજ્ઞાછે. ॥૨૩॥ લગ્ન ચોથુ, સાતમું, અને દશમું એની કેંદ્ર સંજ્ઞા જાણવી ॥૨૪॥ બીજું, પાંચમું, આઠમું, અને અગીયારમું, એઓની પણ ફર સંજ્ઞા જાણવી॥૨૫॥ ત્રીજું, છઠું, નવમું, અને બારમું એઓની આપોક્લીમ સંજ્ઞા જાણવી ॥૨૬॥ ત્રીજું,છઠું,દશમું, અને અગીયારમું,એઓની ઉપચય સંજ્ઞા જાણવી॥૨૭॥પાંચમું અને નવમું એની ત્રીકોણ સંજ્ઞા જાણવી ॥ ૨૮ ॥

तुर्यनिधनेचतुरस्रे ॥२९॥ स्वास्तेमारकसंज्ञे ॥३०॥ स्वांत्येनेत्रसंज्ञे ॥३१॥षष्ठाष्टमांत्यानित्रिकसंज्ञानि ॥ ३२ ॥ मंदज्ञौक्लिबाख्यौ॥३३॥चंद्रशुक्रौस्त्रीसंज्ञौ॥३४॥शेषानराख्याः॥३५॥क्रियगोमृगांगनाकुलिरांत्य

तुलाःसूर्याद्युच्चस्थानितदस्तानिनीचस्थानी ॥३६॥ दशरामाष्टाविंशघस्त्रेषुसप्तविंशनखांशाः सूर्यादिनांपरमोच्चनीचस्थागाः॥३७ सिंहगोमेषकन्याचापतौलिकुंभाः सूर्यादिनांमूलत्रिकोणस्थाने ॥३८॥ स्वराशिनवांशकोवर्गोत्तमः ॥३९॥

ટીકા—ચોથું અને આઠમું એની ચતુરસ્ત્ર સંજ્ઞા જાણવી ॥૨૯॥ બીજું અને સાતમું એની મારક સંજ્ઞા જાણવી ॥૩૦॥ બીજું અને બારમું એની નેત્ર સંજ્ઞા જાણવી ॥૩૧॥ છઠું, આઠમું, અને બારમું, એઓની ત્રીક સંજ્ઞા જાણવી ॥૩૨॥ બુધ અને શની એમની નપુંશક સંજ્ઞા જાણવી ॥૩૩॥ ચંદ્ર અને શુક્ર એમની સ્ત્રી સંજ્ઞા જાણવી॥૩૪॥સુર્ય,મંગળ,અને ગુરૂ એઓની પુરૂષ સંજ્ઞા જાણવી ॥૩૫॥મેષ, વરષ, મકર, કન્યા, કરક, મીન અને તુળા, એઓ સૂર્યાદિક ગ્રહોના ઉચ્ચરાશીઓ જાણવા અને ઉચ્ચરાશીથી સાતમો રાશી નીચ જાણવું ॥૩૬॥ દશ, ત્રણ, અઠાવીશ, પનર, પાંચ, સતાવીશ, અને વીશ, એઓ સૂર્યાદિક ગ્રહોના પરમ ઉચ્ચ અને નીચના અંશો જાણવા ॥૩૭॥ સીંહ, વૃષભ, મેષ, કન્યા, ધન, તુળા, અને કુંભ, એઓ સૂર્યાદિક ગ્રહોનાં મૂળ ત્રિકોણ જાણવાં. ॥૩૮॥ પોતાનોજ રાશી નવમાસમાં આવેતો વરગોતમ જાણવો ॥૩૯॥

कुंभादिचतुष्कंह्रस्वंसिंहादिचतुष्कांदिर्घंशे षाःसमाः ॥४०॥ केंद्रेपुक्रमेणनराबुचरकी टपशवोबलिनः ॥४१॥ क्षीणेंद्वर्कयमारराहूशिखिनःपापास्तैर्युतोबुधश्च ॥४२॥ रक्तश्यामवर्णोपिंगलनेत्रोपित्तप्रकृतिः समगात्रोसत्वगुणाधिकोल्पकचोर्कः ॥४३॥ गौरवर्णोवर्तुलांगोवातकफात्मामेधावीमृदुवाक्शुभदृक्सत्वाधिकश्चंद्रः ॥४४॥

ટીકા—કુંભ, મીન, ને વૃષભ એઓની -હ્રસ્વસંજ્ઞા જાણવી, સીંહ, કન્યા, તુળા અને વૃશ્ચિક એઓની દીર્ઘસંજ્ઞા જાણવી. મીથુન, કરેક, ધન, અને મકર એઓની -હ્રસ્વ અને દીર્ઘના મધ્યની સમસંજ્ઞા જાણવી ॥૪૦॥ ચ.રે કેંદ્રોમાં અનુક્રમે કરી નરરાશી, જળચરરાશી, કીટરાશી, અને પશુરાશી, એઓ બળવાન જાણવા ॥૪૧॥ હીનબળીચંદ્ર, સૂર્ય, મંગળ, શની, રાહુ, અને કેતુ, એઓની પાપસંજ્ઞા જાણવી, અને એઓમાંના કોઇની સાથે બુધ રહેલો હોય તો તેની પણ પાપસંજ્ઞા જાણવી ॥૪૨॥ રક્ત શ્યામ વરણવાળો, પીંગળ નેત્રવાળો, પીત પ્રકરતીવાળો, સમ ગાત્રવાળો, શત્વ ગુણના આધિકપણાવાળો અને થોડા વાળવાળો, સૂર્ય જાણવો ॥૪૩॥ ગૌર વર્ણવાળો ધોળા અંગવાળો વાત ને કફની પ્રકતીવાળો, બુદ્ધીવાળો, કોમળ વાણીવાળો, શુભ દ્રષ્ટીવાળો, સત્વ ગુણના અધિકપણાવાળો ચંદ્ર જાણવો. ॥૪૪॥

रक्तगौरोक्रुरदृक्तरूणकृशमध्योदारपैत्तिक चपलोतामसश्चारः ॥४५॥दुर्वाश्यामोपि त्तमारुतकफात्माश्लिष्टवाग्धास्य शीलोर जोधिकोज्ञः ॥४६॥ गौरोस्थुलांगोपिंगल केशनेत्रोश्रेष्टधिकफात्मासत्वाधिकोजीवः ॥४७॥ श्यामोसुखीकांतवपुः सुनेत्रोकृष्ण कुटिलकेशोकफानिलात्मारजोधिकोभृगुः ॥४८ ॥ कृष्णदेहोलसोकपिलदृक्कृषदी र्घगात्रोस्थुलद्विजोरुक्षतनुरुहोवातात्माता मसश्चार्कि ॥४९॥

ટીકા—રકત ગૌર વરણવાળો, ક્રૂર દ્રષ્ટીવાળો, યુવાવસ્થાવાળો, પાતળા કટીભાગવાળો, ઉદાર, પીત, અને ચપળ, એવી પ્રક્રતીવાળો અને તમો ગુણના અધિકપણાવાળો મંગળ જાણવો॥૪૫॥ દુર્વાના સરખા કાળા વરણવાળો, વાત, પીત, ને કફ એવી પ્રક્રતીવાળો, ગદગદ ભાષણ કરવાવાળો, હાસ્ય સ્વભાવવાળો અને રજોગુણના અધિકપણાવાળો બુધજાણવો॥૪૬॥ ગૌર વરણવાળો સ્થુળ અંગવાળો અને પીંગળ, કેશ અને નેત્રવાળો, શ્રેષ્ટ બુદ્ધીવાળો, કફ પ્રક્રતીવાળો અને સત્વગુણના અધિકપણાવાળો, ગુરૂ જાણવો ॥૪૭॥ શ્યામ વરણવાળો, સુંદર શરીર અને નેત્રવાળો, કાળા અને વાંકા કેશવાળો, વાતને કફની પ્રક્રતીવાળો રજોગુણના અધિકપણાવા-

ળો શુક્ર જાણવો ॥૪૮॥ કાળાવરણવાળો, આળસવાળો, ક-
પીલ દ્રષ્ટિવાળો, કૃશ અને દાર્ઘ ગાત્રવાળો, સ્થુળ દાંતવાળો,
રૂક્ષ વાળવાળો, વાત પ્રકૃતીવાળો અને તમોગુણના અધિક-
પણાવાળો શની જાણવો ॥૪૯॥

अस्थिरक्तमज्जात्वक्वसाशुक्रस्नायुन्यर्का
दिनांधातवः ॥५०॥ रवेःशनिसितौशत्रुज्ञः
समोन्येसु-हृदः॥५१॥चंद्रस्वार्कज्ञौसु-हृदौ
शेषाःसमाः॥ ५२॥भौमस्यजीवेंद्वर्काःसु-हृ
दःज्ञोरिशेषौसमौ ॥५३॥ बुधस्यार्कसितौ
सु-हृदौचंद्रोरिःशेषाःसमाः ॥५४॥गुरोःज्ञ-
सितौशत्रूसौरोसमोन्येसु-हृदः॥५५॥शुक्र
स्यज्ञार्कीहितौगुर्वारौसमौशेषावरि॥५६॥
शनेःशुक्रज्ञौहितौजीवःसमोन्येशत्रवः५७

ટીકા—અસ્થી, રૂધીર, મજ્જા, ત્વક, વસા, શૂક્ર અને
સ્નાયુ એઓ સૂર્યાદિકના ધાતુઓછે ॥૫૦॥ સૂર્યના શની અને
શુક્ર શત્રુ જાણવા, બુધ સમ જાણવો, ચંદ્ર, મંગળ, ગુરૂ, મીત્ર
જાણવા ॥૫૧॥ ચંદ્રના સૂર્ય અને બુધ મીત્ર જાણવા, મંગળ,
ગુરૂ, શુક્ર, અને શની એઓ સમ જાણવા ॥૫૨॥ મંગળના
સૂર્ય, ચંદ્ર, અને ગુરૂ, મીત્ર જાણવા, બુધ શત્રુ જાણવો, મંગળ,
અને શની સમ જાણવા; ॥૫૩॥ બુધના સૂર્યને શુક્ર મીત્ર
જાણવા, ચંદ્ર શત્રુ જાણવો, મંગળ, ગુરૂ, અને શની સમ
જાણવા ॥૫૪॥ ગુરૂના બુધ અને શુક્ર શત્રુ જાણવા,

શની સમ જાણવો, સૂર્ય, ચંદ્ર અને મંગળ,મીત્ર જાણવા ॥૫૫॥ શુક્રના બુધ અને શની મીત્ર જાણવા, મંગળ અને ગુરૂ સમ જાણવા, સૂર્ય અને ચંદ્ર શત્રુ જાણવા ॥૫૬॥ શનીના બુધ અને શુક્ર મીત્ર જાણવા, ગુરૂ સમ જાણવો, સૂર્ય, ચંદ્ર, મંગળ શત્રુ જાણવા ॥૫૭॥

अन्योन्यस्यपार्श्वे त्रयगातत्कालहितान्ये रिपवः ॥५८॥ उभयथाहिताधिहिताशत्र वस्त्वधिशत्रवमित्रशत्रवसमामित्रसमसु दोरिपुसमारिपवः ॥५९॥ त्रिदशत्रिकोण चतुरस्त्रसप्तमानिग्रहाःपादवृध्यापश्यंति ॥६०॥तेष्वेवशनीज्याराःविशेषतःपूर्णपश्यं तिक्रमेण ॥६१॥ओजेक्रमाद्बालकुमारयुव वृद्धमृतारव्यावस्थासमेव्यन्ययेन ॥६२॥

ટીકા—ગ્રહ થકી બે બાજુના ત્રણ ભુવનને વિશે રહેલા ગ્રહો તત્કાળમિત્ર જાણવા બાકીના ભુવનોએ રહેલા ગ્રહો તત્કાળ શત્રુ સમજવા ॥૫૮॥ તત્કાળ મૈત્રીમાં મિત્ર હોય અને તેમજ નીસર્ગ મૈત્રીમાં પણ મિત્ર હોય તો અધિ મીત્ર જાણવો, તેમજ શત્રુ, શત્રુ, મળતાં, અધિ શત્રુ જાણવો, શત્રુ, મિત્ર મળતાં સમ જાણવો અને મિત્ર સમ મળતા મિત્ર જાણવો અને સત્રુ સમ મળતાં શત્રુ જાણવો એમ મૈત્રી કરવાનો નિયમ છે.॥૫૯॥ ત્રીજું, દશમું, અને પાંચમું, નવમું, અને ચોથું, આઠમું અને

સાતમું, ગ્રહો પાદ વૃદ્ધી વડે જોવેછે ॥૬૦॥ તેઓમાં શની, ગુરૂ, અને મંગળ, ક્રમે કરી વિશેષમાં પરીપૂરણ જોવેછે ॥ ૬૧ ॥ વીશમ રાશીમાં ક્રમથકી બાલ, કુમાર, યુવાન, વૃધ, અને મૃતક એવી અવસ્થાઓ જાણવી અને સમ રાશીમાં વિલોમ રીતે અવસ્થાઓ જાણવી ॥૬૨॥

ग्रहनक्षत्रसंख्याग्रहसंख्याहतापुनः ग्रहांशसंख्यागुणिताइष्टजन्मनक्षत्र लग्नसंख्यायुतार्कतष्टाशेषाशयनाद्यवस्था ॥६३॥शयनो १ पवेशन २ नेत्रपाणि ३ प्रकाश ४ गमना ५ गमन ६ सन्ना ७ गम ८ भोजन ९ नृत्यलिप्सा १० कौतुक ११ निद्रा १२ वस्थाः ॥६४॥ऊच्चगोदिप्तःस्वभगःस्वस्थोऽरिन्नगोहर्षितःशुभवर्गगःशांतःस्फुरद्राश्मिःशस्तोमूढोलुप्तोनिचगोदिनः पापशत्रुन्नगःपीडितः ॥६५॥

ટીકા—ગ્રહના નક્ષત્રની સંખ્યા ગ્રહની સંખ્યાએ ગુણવી પછી ગ્રહના અંશની સંખ્યાએ ગુણવી, પછી એ ઇષ્ટકાળ જન્મ નક્ષત્ર અને લગ્નની સંખ્યાએયુકત કરી બારે ભાગ લેતાં શેષ રહે તે સયનાદિકમાંની અવસ્થા જાણવી॥૬૩॥એક રહે તો શયન, બેએ ઉપવેશન, ત્રણે નેત્રપાણી, ચારે પ્રકાશ, પાંચે ગમન, છએ આગમન, સાતે

સભા, આઠે આગમ,નવે ભોજન, દશે નૃત્ય, લિપસા, અગીયારે કૌતુક, બારે નિદ્રા, એ પ્રમાણે અવસ્થાઓ જાણવી ॥૬૪॥ ઉચ્ચરાશીને પામેલો ગ્રહદીપ્ત જાણવો, પોતાની રાશીનો ગ્રહ સ્વસ્થ જાણવો, શત્રુરાશીનો ગ્રહ હર્ષીત જાણવો, શુભરાશીનો ગ્રહ શાંત જાણવો, દીપ્તકિર્ણ ગ્રહ શસ્ત જાણવો, અસ્તગ્રહ લુપ્ત જાણવો, નીચરાશીનો ગ્રહ દીન જાણવો, પાપ અને શત્રુ રાશીનો ગ્રહ પીડિત જાણવો ॥૬૫॥

गर्वितमुदितलज्जितप्रक्षोभितसंक्षुभिततृषार्ताःग्रहाणां षड्भावाः ॥६६॥ कोणेतुंगगृहगतोग्रहोगर्वितः ॥६७॥ मित्रर्क्षेगरुयुतोपिमित्रेक्षितयुतोमुदितः ॥ ६८ ॥ पुत्रस्थानगतोगुन्नौ मरविजार्कयुतोलज्जितः ॥६९॥ पापारिरविविक्षितो प्रक्षोभितः॥७०॥ मंदारियुतोक्षितोरिभगःसंक्षुभितः ७१ पापारियुतेक्षितःशुभ्नादृष्टस्तृषार्तः ॥७२॥ दिनेवारप्रवेशादस्तकालोनिश्चयस्ततोवारारंभकालांतःस्ववारखंडेनहतोष्टभक्तोलब्धंगुलिकेष्टकालः ॥७३॥

ટીકા —ગર્વિત,મુદિત,લજ્જિત,પ્રક્ષોભિત,સંક્ષુભિત,તૃષાર્ત એવા ગ્રહોના ૭ ભાવ જાણવા ॥૬૬॥ પાંચમે ઉચ્ચરાશીનો ગ્રહ ગર્વિત

જાણવો ॥૬૭॥ મિત્રરાશીને વીશે ગુરૂ યુત, અથવામિત્રે યુતઅથવામિત્રે જોયેલો મુદિત જાણવો ॥૬૮॥ પાંચમે મંગળ, સુર્ય, શની, અને રાહુ યુત ગ્રહ લજ્જીત જાણવો ॥૬૯॥ પાપગ્રહ અથવા શત્રુગ્રહ અથવા સૂર્ય એઓએ જોએલો પ્રક્ષોભિત જાણવો ॥૭૦॥ શત્રુની રાશીને વીશે રહેલો શત્રુએ તથા શનીએ યુત અથવા જોયેલો હોય તો સંક્ષુભિત જાણવો ॥૭૧॥ પાપ અને શત્રુગ્રહે જોએલો અગર યુત શુભ ગ્રહે ન જોએલો ગ્રહ તષાર્ત જાણવો ॥૭૨॥ દીવસે વાર પ્રવેશ થકી અસ્તકાળ પરીયંત અને રાત્રીએ અસ્તકાળ થકી વારારંભકાળ પરીયંત જે ઘટી પળ થાય તે પોતાના વાર ખંડકે કરીને ગુણવા પછી આઠે ભાગ લેતાં જે લબ્ધ આવે તે ગુલિકનો ઇષ્ટિકાળ જાણવો ॥૭૩॥

तत्काललग्नसमोगुलिकः ॥७४॥ रविवारादौदिनेसप्तर्तुशरवेदत्रिद्विकुमिताःरात्रौ त्रिद्विकुसप्तर्तुशरवेदमितागुलिकखंडाः ॥ ॥७५॥ चतुर्धासंबधोवगंतव्यः ॥७६॥ अन्योन्यदृष्टौ ॥७७॥ एकतरदृष्टौ ॥७८॥ अन्योन्यस्थानास्थितौ॥७९॥ एकत्रास्थितौ॥ ॥८०॥ अंशशब्देनात्मकारकनवांशः ८१ दशवर्गबलाप्तोबली ॥८२॥ अधिकांशादिकोग्रहःसर्वेषामात्मकारकः ॥८३॥तन्यु

नांशादिकाःक्रमेणामात्यभ्रातृमातृपुत्रज्ञातिदारकारकाः ॥८४॥ इतिश्रीगणेशजीदैवज्ञात्मजकरुणाशंकरविरचितेज्योतिर्विद्भूषणेसंज्ञाध्यायःप्रथमः ॥१॥

ટીકા—તે કાળ ઉપરથી લગ્નની પેઠે ગુલીક વરતવો ॥૭૪॥ રવીવારાદિક દીવસને વિશે સાત, છ, પાંચ, ચાર, ત્રણ, બે અને એક, એવા વાર ખંડક જાણવા અને રવીવારાદિ રાત્રીને વીશે ત્રણ, બે, એક, સાત, છ, પાંચ, અને ચાર, એવા ગુલિક ખંડક જાણવા ॥૭૫॥ ચાર પ્રકારે સંબંધ જાણવો ॥૭૬॥ સામસામી દ્રષ્ટીમાં ॥૭૭॥ એક દ્રષ્ટીમાં ॥૭૮॥ સામસામાના સ્થાનમાં રેહેવામાં ॥૭૯॥ એક સ્થાનમાં રેહેવામાં ॥૮૦॥ અંશ શબ્દે કરીને આત્મકારક નવાંશ જાણવો ॥૮૧॥ બળી શબ્દ આવે ત્યાં દશ વર્ગ બળ પામેલો જાણવો ॥૮૨॥ સર્વ ગ્રહોમાં અંશકળાદિકે અધિક હોય તે આત્મકારક જાણવો ॥૮૩॥ તે થકી ન્યુન અંશકળાદિકવાળા અનુક્રમે કરીને અમાત્યકારક, ભ્રાતકારક માતૃકારક, પુત્રકારક, જ્ઞાતીકારક અને દારકારક એમ જાણવા ॥૮૪॥ ઇતી શ્રી ગણેશજી દૈવજ્ઞાત્મજ કરૂણાશંકર વીરચીતે જ્યોતિર્વીદ્ભૂષણે સ્વકૃતાયાં ગુર્જર ભાષાયાં સંજ્ઞાધ્યાયઃ પ્રથમઃ ૧॥



स्त्रिजन्मराश्यनुपचयस्थाब्जोन्नौमदृष्टोग
र्भग्रहणार्तवकृत्॥१॥अस्तराशिमिथुनवत्
मिथुनंशुभेक्षितयुतेस्तेसाविलासंपापैःसरो
षं ॥२॥ स्वनवांशगैरर्केंद्वारासितैर्गर्भसंभ
वः ॥३॥ लग्नत्रिकोणस्थेनगुरुणाच ॥४॥
सूर्यादस्तगौशन्यारौपुरुषगदप्रदौ ॥५॥
स्वांत्यगौमृत्युकरौतदेकोर्कयुतोन्यदृष्टश्च॥
॥६॥चंद्रात्स्मरगौकुजार्कजौस्त्रिगदप्रदौ॥७॥

ટીકા—સ્ત્રી જન્મરાશીમાં અનુપચયસ્થાનને વીશે રહેલો ચંદ્ર મંગળે જોયો હોય તો ગર્ભને ધારણ કરનારા રૂતુનો કરવાવાળો જાણવો ॥૧॥ સાતમી રાશીનના મીથુનની પેઠેની ક્રીયાવાળું મીથુન જાણવું તેમાં શુભ ગ્રહે યુક્ત અથવા જોએલું સાતમું ભુવન હોય તો વીલાસયુક્ત મીથુન જાણવું અને પાપગ્રહે યુક્ત કે જોયેલું હોય તો રોષવાળું મીથુન જાણવું ॥૨॥ સુર્ય, ચંદ્ર, મંગળ અને શુક્ર પોતાના નવમાંશમાં રહેલા હોય તો ગર્ભનો સંભવ જાણવો ॥૩॥ ગુરૂ, લગ્નમાં અથવા ત્રીકોણમાં હોય તો પણ ગર્ભનો સંભવ જાણવો ॥૪॥ સુર્યથી સાતમે શની, અને મંગળ હોય તો પુરૂષને રોગ થાય ॥૫॥ અને તેઓજ બીજે કે બારમે હોય તો મૃત્યુ કરે અને તેમાંથી સૂર્યયુક્ત એક ને બીજો જોતો હોય તો પણ મૃત્યુ કરે ॥૬॥ ચંદ્રથી સાતમે મંગળ, શની, હોય તો સ્ત્રીને રોગ કરે ॥૭॥

॥ द्विद्वादशस्थौमृत्युकरौतदेकश्चंद्रयुतो न्यदृष्टश्च ॥८॥ व्ययस्थपापैश्चशुभैरदृष्टल ग्नेगर्भिणीनाशः ॥९॥ लग्नस्थेर्कजेक्षीणा ब्जारदृष्टेपि॥१०॥ पापद्वयगशुभादृष्टलग्ने दूगर्भिणीनाशकरौ ॥ ११ ॥ चंद्राच्चतुर्थस्थै क्रुरैरष्टमस्थकुजेनगर्भिणीनाशः॥१२॥ चतुर्थांत्यगारार्कयोःक्षीणेंदावपि ॥ १३ ॥ मासेशपराजितेतत्कालच्युतिः ॥१४॥

ટીકા-અને તેઓજ બીજે,બારમે,હોય તો સ્ત્રીનું મૃત્યુ કરે અને તેઓમાંથી ચંદ્રયુકત એકને બીજો જોતો હોય તો પણ મૃત્યુ કરે॥૮॥ બારમે પાપગ્રહ રહ્યા હોય અને શુભ ગ્રહો લગ્નને ન દેખતા હોય તો ગર્ભવાળીનો નાશ જાણવો ॥૯॥ લગ્ને રહેલા શની,ક્ષીણ એવા ચંદ્ર,અને મંગળે જોયો હોય તો ગર્ભવાળીનો નાશ જાણવો ॥૧૦॥ પાપના મધ્યમાં રહેલ લગ્ન અને ચંદ્રને શુભ ગ્રહો ન દેખતા હોય તો ગર્ભવાળીનો નાશ જાણવો ॥૧૧॥ ચંદ્ર થકી ચોથે પાપ ગ્રહ રહ્યા હોય અને આઠમે મંગળ રહ્યો હોય તો ગર્ભવાળીનો નાશ જાણવો ॥૧૨॥ ક્ષીણ ચંદ્રમા, સુર્ય, અને મંગળ, ચોથે અથવા બારમે રહ્યા હોય તો ગર્ભવાળીનો નાશ જાણવો ॥૧૩॥ જે માસનો અધિપતિ પરાજય પામ્યો હોય માસમાં ગર્ભનો પાત જાણવો ॥૧૪॥

लग्नेंदुत्रिकोणकेंद्रार्थगैःशुभैस्तृतीयलाभस्थैः पापैरर्कदृष्टोगर्भःपुष्टिमान् ॥१५॥ विषमर्क्षनवांशस्थैःलग्नार्काब्जजीवैःपुंजन्मसमस्थैस्तैर्योषितः ॥१६॥ ओजर्क्षगौगुर्वर्कौपुंजन्मकरौ ॥१७॥ युग्मर्क्षगाशशिसितारास्त्रिजन्मकराः ॥१८॥ अर्केज्यकुजेंदुसिताद्विस्वभावनवांशस्थाःबुधेक्षिताःस्वपक्षयमलकराः ॥१९॥ विलग्नविषमर्क्षगार्किःपुंजन्मकरः ॥२०॥

ટીકા લગ્નમાં અથવા ચંદ્ર રહ્યો હોય તે ભૂવનમાં અથવા ત્રીકોણમાં, અથવા કેંદ્રમાં અથવા બીજે શુભ ગ્રહો રહ્યા હોય અને ત્રીજે તથા અગીયારમે પાપગ્રહ રહ્યા હોય તો સૂર્યે જોએલા ગર્ભને પુષ્ટીવાળો જાણવો ॥૧૫॥ લગ્ન, સૂર્ય, ચંદ્ર, અને ગુરૂ વીશમ રાશી, અથવા વીશમ નવમાંશમાં હોય તો પુરૂષનો જન્મ કેહેવો. અને એઓ સમરાશી નવમાંશમાં હોય તો સ્ત્રીનો જન્મ કેહેવો ॥૧૬॥ સૂર્યઅને ગુરૂ વીશમરાશીના હોયતો પુરૂષનો જન્મ કરનારા જાણવા ॥૧૭॥ ચંદ્ર, મંગળ, અને શુક્ર સમરાશીના હોય તોસ્ત્રીનો જન્મ કરે ॥૧૮॥ સુર્ય, ગુરૂ, ચંદ્રમા, મંગળ, અને શુક્ર દ્વીસ્વભાવ રાશીના નવમાંશમાં રહ્યા હોય અને બુધે જોયા હોય તો પોતાના પક્ષમાં બેનો જન્મ કરે ॥૧૯॥ વીશમરાશીનો શનીલગ્ન વીના ગમે ત્યાં હોય તો પુરૂષનો જન્મ કરે ॥૨૦॥

बलाबलानुमानमत्रसर्वत्रकल्प्यं ॥ २१ ॥
ग्रहलग्नगान्द्वयगांशकानिक्ष्यमाणोस्वांश
स्थोज्ञोत्रिजन्मकरस्तत्रज्ञांशालिंगंयुग्मम
मिश्रैःसमंच ॥२२॥ स्वांशेधान्विलग्नेतदंश
गवलिष्टग्रहैश्चबालिष्टेनज्ञेनार्किणादृष्टेको
षस्थबहूनांजन्म ॥२३॥ ओजयुग्मर्क्षगौ
रवींद्वन्योन्यंपश्यतस्तदाक्लिबजन्म ॥२४॥
तद्वद्बुधशानिभ्यांक्लिबजन्म ॥२५॥ तद्वद्व
क्रार्काभ्यांक्लिबजन्म ॥२६॥ विषमर्क्षगौल
ग्नेंदूसमर्क्षगारेणेक्षितौतदाक्लिबजन्म ॥२७॥

ટીકા---સર્વ ઠેકાણે બળાબળનું અનુમાન કલ્પના કરવું ॥૨૧॥ પોતાના નવમાંશમાં રહેલો બુધ ગ્રહ અથવા લગ્નના દ્વીસ્વભાવ રાશીના નવમાંશને જોતો હોય તો ત્રણનો જન્મ કરે તેમાં બુધના નવમાંશના ચીન્હવાળું યુગ્મ કરે અને મિશ્રવડે સમ જાણવું ॥૨૨॥ ધન લગ્ન પોતાના નવમાંશમાં હોય અને બળવાન ગ્રહોએ જોયું હોય અથવા બળવાન બુધે કે શનીએ જોયું હોય તો કો-શમાં રહેલા ઘણાનો જન્મ જાણવો ॥૨૩॥ વીશમ અને સમ-રાશીમાં રહેલા સૂર્ય, ચંદ્ર, એક બીજાને જોતા હોય તો નપુશક-નો જન્મ જાણવો ॥૨૪॥ તેમજ રહેલા અને જોતા બુધ અને

શનીવડે પણ નપુંશકનો જન્મ જાણવો ॥૨૫॥ તેમજ મંગળ અને સુર્યવડે નપુંશકનો જન્મ જાણવો ॥૨૬॥ વીશમરાશીને વિશે રહેલ લગ્ન અને ચંદ્રને સમરાશીને વીશે રહેલો મંગળ જોતો હોય તો પણ નપુંશકનો જન્મ જાણવો ॥૨૭॥

युग्मौजर्क्षगतौशशिबुधावंगारेक्षितौतदा
क्लिबजन्म ॥२८॥ ओजनवांशस्थाशुक्रोद
यचंद्राःक्लिबजन्मकराः ॥२९॥ प्रथममासे
कललरुपोगर्भस्तस्याधिपःशुक्रः ॥३०॥
द्वितियेकाठिन्यत्वंतस्याधिपोंगारकः॥३१॥
तृतियेंकुरोत्पात्तिस्तत्रजीवोधिपतिः ॥३२॥
चतुर्थेस्थिसंभवस्तत्रसूर्योधिपतिः॥ ३३॥

ટીકા-સમ અને વીશમ રાશીને વીશે રહેલા ચદ્ર અને બુધને મંગળ જોતો હોય તો પણ નપુંશકનો જન્મ જાણવો ॥૨૮॥ વીશમ રાશીના નવમાંશને વીશે રહેલા શુક્ર,લગ્ન,અને ચંદ્ર હોય તો પણ નપુંશકનો જન્મ જાણવો ॥૨૯॥ પેહેલા માસમાં વીર્યરૂપ ગર્ભ હોયછે એનો અધિપતિ શુક્ર જાણવો ॥૩૦॥ બીજા માસમાં કઠીણપણું થાયછે તેનો અધિપતિ મંગળ જાણવો ॥૩૧॥ ત્રીજા માસમાં અવયવની ઉત્પતી થાયછે તેનો અધિપતિ ગુરૂ જાણવો ॥૩૨॥ ચોથા માસમાં અસ્થીનો સંભવ છે તેનો અધિપતિ સૂર્ય જાણવો ॥૩૩॥

पंचमेचर्मसंभवस्तत्रचंद्रोधिपतिः ॥३४॥
षष्टेरोमसंभवस्तत्रशनिराधिपतिः॥३५॥
सप्तमेस्मृतिसमुद्भवस्तत्रबुधोधिपतिः॥३६॥
अष्टमेऽशनत्वंतत्राधानलग्नपोऽधिपतिः॥
॥३७॥ नवमेमास्युद्वेगस्तत्रचंद्रोधिपतिः
॥३८॥ दशमेप्रसवस्तत्रसूर्योधिपतिः॥३९॥
सर्वेषुमासेषुमासेशसमंशुभाशुभं ॥ ४० ॥
त्रिकोणगज्ञेनाबलैरपरैर्गर्भसंस्थोंगुलिवृ
धियुतः॥४१॥ बुधर्क्षांशेशनिजौमौसन्हृद
जन्मकरौ ॥४२॥

ટીકા—પાંચમા માસમાં ચર્મનો સંભવ છે તેનો અધિપતિ ચંદ્ર જાણવો. ॥૩૪॥ છઠ્ઠા માસમાં વાળ થવાનો સંભવ છે તેનો અધિપતિ શની જાણવો ॥૩૫॥ સાતમા માસમાં સ્મૃતીનો સંભવછે તેનો અધિપતિ બુધ જાણવો ॥૩૬॥ આઠમા માસમાં ખાવાપણું છે તેનો અધિપતિ આધાનકાળના લગ્નનો સ્વામી જાણવો ॥૩૭॥ નવમા માસમાં ઉદ્દેગ છે તેનો અધિપતિ ચંદ્ર જાણવો ॥૩૮॥ દશમા માસમાં પ્રસવ છે તેનો અધિપતિ સૂર્ય જાણવો ॥૩૯॥ સર્વ માસમાં શુભાશુભ માસના સ્વામી પ્રમાણે જાણવું ॥૪૦॥ બુધ ત્રીકોણમાં હોય અને બીજા ગ્રહો બળ

પામ્યા વીનાના હોય તો ગર્ભમાં રહેલો જંતુ આંગળીની વૃદ્ધી વાળો જાણવો ॥૪૧॥ બુધના રાશી નવમાશમાં શની અને મંગળ હોય તો દાંત સહીત જન્મ કરે ॥૪૨॥

स्वर्क्षोदयगाब्जेन्नौमार्किदृष्टेकुब्जः॥४३॥ तनुगेझषेशशिशनिकुजैर्दृष्टेपंगुः ॥ ४४ ॥ शुभदृष्टिहिनेसंधौपापेचंद्रेचबधिरः॥४५॥ मंदर्क्षांशेलग्नेतदस्तस्थशनावब्दत्रयेणप्रसवः ॥४६॥ चंद्रर्क्षांशेलग्नेतत्सप्तमगेब्जेद्वादशेब्देप्रसवः ॥४७॥ अर्काब्जयुतेंगेवक्रमंददृष्टेंधः ॥४८॥ अर्कयुतेमंदारदृष्टेसिंहेंगेदक्षिणाक्षिकाणः ॥ ४९ ॥ चंद्रयुगार्किभौमदृष्टेसिंहेंगेवामाक्षिकाणः ॥५०॥

ટીકા-ચંદ્રમા પોતાની રાશીનો લગ્નમાં હોય અને મંગળ શનીએ જોયા હોય તો કુબડો જાણવો॥૪૩॥ લગ્નમાં મીનરાશી હોય અને ચંદ્ર,મંગળ,અને શનીએ જોયા હોય તો પાંગળો અવતરે ॥૪૪॥ સંધીમાં પાપ ગ્રહ અથવા ચંદ્ર હોય અને શુભ ગ્રહ ન દેખતા હોય તો બેહેરો જાણવો ॥૪૫॥ લગ્નમાં શનીનો રાશી અથવા અંશ હોય અને તેનાથી સાતમે શની હોય તો ત્રણ વર્ષે પ્રસવ જાણવો ॥૪૬॥ લગ્નમાં ચંદ્રનો રાશીનવમાંશ હોય અને તેનાથી સાતમે ચંદ્ર હોય તો બાર વર્ષે પ્રસવ જાણવો ॥૪૭॥ લગ્નમાં સૂર્ય,

ચંદ્ર હોય અને મંગળ અને શનીએ જોયા હોય તો આંધળો જા-ણવો ॥૪૮॥ સિંહલગ્નમાં સૂર્ય રહ્યો હોય અને મંગળ કે શ-નીએ જોયા હોય તો જમણી આંખે કાણો હોય ॥૪૯॥ સિંહ લગ્ને ચંદ્રમા હોય અને મંગળ અને શનીએ જોયા હોય તો ડાબી આંખે કાણો હોય ॥૫૦॥

**तपनाब्जयुते सिंहे गे शुभाशुभदृष्टे पुष्पिताक्षः॥५१॥ इति श्रीगणेशजी दैवज्ञात्मज करुणाशंकर विरचिते ज्योतिर्विद्भूषणे निषेकाध्यायो द्वितियः ॥२॥**

ટીકા—સિંહલગ્નમાં સૂર્ય અને ચંદ્ર હોય અને શુભને અશુભ ગ્રહે જોયા હોય તો પુષ્પિત આંખોવાળો હોય ॥૫૧॥ ઇ-તીશ્રી ગણેશજી દૈવજ્ઞાત્મજ કરૂણાશંકર વીરચીતે જ્યોતિર્વિદ ભૂષણે સ્વકૃતાયાં ગુર્જર ભાષાયાં નીશેકાધ્યાયો દ્વીતીયઃ ॥૨॥

क्रमात्सूर्यादिषुबलीष्टानुसारिकाष्टाढयंन वंदग्धंचित्रंदृढंरम्यंजीर्णंगृहं ॥१॥ उदयाद्दिपवार्तिज्ञानं ॥२॥ शशांकात्तैलं॥३॥शीर्षोदयेंगेंशेवामूर्ध्नाप्रसवउभयोदयेहस्ततोन्पथापादतः ॥४॥ कंटकस्थस्यवाबलीष्ट ग्रहस्यादिशिगृहद्वारं ॥५॥ लग्नचंद्रस्थैश्च तदंब्वस्तगैःपापैःमातुःकष्टं॥६॥ मेषवृषोदयेगृहपूर्वभ्नागेजन्म ॥७॥

સુર્યાદિક ગ્રહોને વીશે બળીષ્ટ ગ્રહને અનુસારે કાષ્ટનું નવું દગ્ધ થયેલું ચિત્રવિચીત્ર દ્રઢ,રમ્ય,જીર્ણ એવું ક્રમે કરી ઘર જાણવું ॥૧॥ લગ્નથકી દીવાની દીવેટ જાણવી ॥૨॥ ચંદ્રથકી તેલ જાણવું ॥૩॥ શિર્શોદય લગ્ન હોય અથવા નવમાંશ હોય તો માથેથી પ્રસવ જાણવો ઉભયોદય હોય તો હાથથી અને એ થકી બીજું હોય તો પગથકી જાણવો ॥૪॥ લગ્ન, ચંદ્ર અને તે બંને થકી ચોથું તથા સાતમું તેઓને વીશે પાપ ગ્રહ રહ્યા હોય તો માતાને પીડા કરે ॥૬॥ (છઠ્ઠો) કેંદ્રમાં રહેલો ગ્રહ અથવા બળવાન ગ્રહ એઓની દીશાએ ઘરનું દ્વાર જાણવું ॥૫॥ (પાંચમો) મેષ અથવા વૃષભ લગ્ન હોય તો ઘરના પુર્વ ભાગમાં જન્મ જાણવો ॥૭॥

मिथुनोदयेचाग्नेय्यां ॥८॥ कर्कसिंहयोश्च याम्ये ॥९॥ कन्यायांचनैरूते ॥१०॥ घट वृश्चिकयोश्चपाश्चिमे ॥११॥ धनुषिचवाय व्ये ॥१२॥ मकरकुंभयोश्चोत्तरे ॥ १३ ॥ मिनेचैशान्यां ॥ १४ ॥ एषएवविधिशय्या स्वपि ॥१५॥ लग्नदिशिशय्याशिरः॥१६॥ लग्नाब्जांतरगग्रहसंख्योपसुतिकाउदग द्धैभ्यंतरगाःदृश्येर्द्धैबाह्याः॥१७॥ नीचास्त गैरर्द्धमिताःस्वभत्र्यंशनवांशास्थितैर्द्विगुणा वक्रोच्चास्थितैस्त्रिगुणाउपसूतिकाः ॥१८॥

મીથુન લગ્ન હોય તો અગ્ની ખૂણે જન્મ જાણવો ॥ ૮॥ કર્ક અથવા સિંહ લગ્ન હોય તો દક્ષિણ ભાગમાં જન્મ જાણવો. ॥૯॥ કન્યા લગ્ન હોય તો ઘરને નૈરૂત્ય ખણે જન્મ જાણવો. ॥૧૦॥ કુંભ કે વૃશ્ચિક લગ્ન હોય તો ઘરના પશ્ચિમ ભાગમાં જન્મ જાણવો. ॥૧૧॥ ધન લગ્ન હોય તો ઘરને વાવ્ય ખૂણે જન્મ જાણવો ॥૧૨॥ મકર કે કુંભ લગ્ન હોય તો ઘરના ઉત્તર ભાગમાં જન્મ જાણવો ॥૧૩॥ મીન લગ્ન હોય તો ઘરના ઈશાન ખૂણે જન્મ જાણવો ॥૧૪॥ એજ રીતે શૈયામાં પણ પ્રકાર સમજવો. ॥૧૫॥ લગ્નની દીશાએ શૈયાનું શિર જાણવું. ॥૧૬॥ લગ્ન અને ચંદ્રના મધ્યમાં રહેલા ગ્રહોની સંખ્યા પ્રમા-

ણે ઉપસુતિકાઓ જાણવી તેમાં ઉતર અર્ધમાં ઘરમાં અને બીજા અર્ધમાં બાહાર જાણવી ॥૧૭॥ તે ગ્રહો નીચનાકે અસ્તના હોય તો અર્ધ જાણવી અને પોતાનો રાશી દરકાણ નવમાંશમાં રહ્યા હોય તો બમણી જાણવી અને વક્ર કે ઉચ્ચના હોય તો ત્રગણી જાણવી ॥૧૮॥

चरस्थिरद्व्यंगार्कराशेसंचारितैकदेशस्थचालितोदीपः ॥१९॥ ज्ञशुक्रांतस्थेचंद्रेपितुःपरोक्षंजन्म ॥२०॥ शितांश्वदृष्टेंगेपि॥२१॥ मंदयुतेंगेच ॥२२॥ सप्तमस्थेकुजेपि॥२३॥ चरेर्केलाभांत्यांकाष्टमस्थेचंद्रेणचादृष्टेंगेविदेशगेपितरिजन्म ॥२४॥ स्थिरेर्केप्राग्वज्जातस्यस्वदेशस्थापितुःपराक्षजन्म ॥२५॥

સૂર્યનો રાશી સ્થીર હોય તો સંકોરેલો દીવો જાણવો સ્થીર હોય તો એક જગોએ મુકેલો જાણવો અને દ્વીસ્વભાવ હોય તો હાથમાં લીધેલો જાણવો ॥૧૯॥ બુધ, શુક્રના મધ્યમાં રહેલો ચંદ્ર હોય તો પીતાના પરોક્ષે જન્મ થયો જાણવો ॥૨૦॥ લગ્નને ચંદ્રમા ન દેખતો હોય તો પણ પીતાના પરોક્ષ થયેલો જન્મ જાણવો ॥૨૧॥ લગ્નમાં શનિશ્ચર હોય તો પણ પીતાના પરોક્ષે થયેલો જન્મ જાણવો ॥૨૨॥ સાતમે મંગળ હોય તો પણ પીતાના પરોક્ષે થયેલો જન્મ જાણવો ॥૨૩॥ ચર રાશીનો સૂર્ય આઠમે, નવમે, અગીયારમે, કે બારમે હોય તો અને

લગ્નને ચંદ્રમા ન દેખતો હોય તો પ્રદેશ ગયેલા પીતાના પરો ક્ષે થયેલો જન્મ જાણવો ॥૨૪॥ સ્થીર રાશીનો સૂર્ય તેવીજ રીતે રહેલો હોય તો સ્વદેશમાં રહેલા પીતાના પરોક્ષે થયેલો જ ન્મ જાણવો ॥૨૫॥

द्विस्वभावेर्केप्राग्वज्जातस्पमार्गस्थस्यच ॥२६॥कुजत्र्यंशगेब्जेपापलग्नेस्वायगैःशुभैर हिवेष्टितः॥२७॥मेषवृषसिंहांगेकुजेवासौरे भांशसमांगेनालवेष्टितः ॥२८॥ पापर्क्षगौ वक्रमंदौसूर्यादस्तात्रिकोणगौजातस्यपिता बद्धः ॥२९॥ स्वभेपुर्णेंदौलग्नगेज्ञेसुखस्थे ज्येपोतजन्म ॥३०॥ जलजभोदयेस्तगेचं द्रेपिपोतजन्म ॥३१॥ सलिलभोदयेस्तेप र्णेंदौजलेजन्म ॥३२॥

દ્વી સ્વભાવ રાશીનો સૂર્ય પેહેલાંનીજ રીતે રહેલો હોયતો માર્ગને વીશે રહેલા પીતાના પરોક્ષે થયેલો જન્મ જાણવો ૨૬ લગ્નમાં પાપ રાશી હોય અને મંગળના ત્રીભાગમાં ચંદ્રમા હોય અને શુભ ગ્રહો બીજે અને અગીયારમે હોય તો સર્પ વેષ્ટિત જન્મ જાણવો ॥૨૭॥ મેષ, વૃષ, અને સિંહ એઓ રાશીમાં- નો મંગળ અથવા શની હોય તો રાશી અથવા અંશના સમાન અંગે નાળ વેષ્ટિત જન્મ જાણવો ॥૨૮॥ સૂર્યથકી સાતમે અથવા

ત્રિકોણમાં પાપ રાશીના મંગળ શની હોય તો જન્મ પામનાર નો પીતા બંધનમાં જાણવો ॥ ૨૯ ॥ પૂર્ણ બળી ચંદ્ર પોતાના રાશીનો હોય અને બુધ લગ્નમાં હોય અને ગુરૂ ચોથે હોય તો વહાણમાં થયેલો જન્મ જાણવો ॥ ૩૦ ॥ જળચર રાશી લગ્નમાં હોય અને સાતમે ચંદ્રમા હોય તો પણ વાહાણમાં થયેલો જન્મ જાણવો ॥ ૩૧ ॥ જળચર રાશી લગ્નમાં હોય અને સાતમે પૂર્ણ ચંદ્ર હોય તો જળને વિશે થયેલો જન્મ જાણવો ॥ ૩૨ ॥

जलर्क्षगावंगचंद्रौजलासन्नेजन्म ॥ ३३ ॥ जलगेचंद्रे लग्नांबुखस्थेजलासन्नेजन्म॥ ॥ ३४॥ लग्नगाब्जांत्यस्थेसौरेपापदृष्टेबंधनागारेजन्म ॥३५॥ कीटालयंगेमंदेचंद्रेक्षितेश्वभ्रेजन्म ॥३६॥ लग्नांबुराशिगेसौरेज्ञेक्षितेरत्यालयेऽर्केक्षितेदेवालयेब्जोक्षितेसोखरावन्यांजन्म ॥३७॥ नृलग्नगेमंदेवक्रोक्षितेस्मशानेशुक्राब्जदृष्टेरम्यगृहेजीवेक्षितेग्निहोत्रेर्कदृष्टेनृपसुराद्यालयेज्ञाक्षितेशिल्पालयेजन्म ॥३८॥

લગ્ન અને ચંદ્ર જળચર રાશીના હોય તો જળના સમીપ ભાગમાં જન્મ થયેલો જાણવો ॥ ૩૩ ॥ ચંદ્રમા જળચરરાશીનો હોય અને લગ્ન ચોથે અને દશમે હોય તો પણ જળના સમીપ

ભાગમાં જન્મ જાણવો ॥૩૪॥ ચંદ્રમા લગ્નમાં હોય અને શની બારમે હોય અને પાપ ગ્રહો દેખતા હોય તો બંધનના ઘરમાં જન્મ થયેલો હોય ॥૩૫॥ કરક વૃશ્ચિકનો, શની લગ્નમાં હોય અને ચંદ્રે જોયો હોય તો સ્વભ્રમાં થયેલો જન્મ જાણવો ॥૩૬॥ લગ્ને અથવા ચોથે રહેલો શની બુધે જોયો હોય તો રમ્યાલયમાં થયેલો જન્મ જાણવો અને સૂર્યે જોયો હોય તો દેવાલયમાં થયેલો જન્મ જાણવો અને ચંદ્રે જોયો હોય તો ઉખર પૃથ્વીમાં થયેલો જન્મ જાણવો॥૩૭॥લગ્નમાં નર રાશીનો શની મંગળે જોયો હોય તો સ્મશાનમાં જન્મ થયેલ જાણવો શૂક્ર અને ચંદ્રે જોયો હોય તો સુંદર ઘરમાં થયેલ જન્મ જાણવો ગુરૂએ જોએલ હોય તો અગ્નીહોત્ર ઘરમાં થયેલ જન્મ જાણવો સૂર્યે જોયેલ હોય તો રાજા અથવા દેવના ઘરમાં થયેલ જન્મ જાણવો અને બુધે જોયેલ હોય તો શીલ્પાલયમાં થયેલ જન્મ જાણવો ॥૩૮॥

वक्रसौराग्न्यामस्तत्रिकोणेब्जेमात्रात्यज्यते जीवेक्षितेतुचिरायुः ॥३९॥ लग्नगपापेक्षित चंद्रादस्तगेवक्रेमातृत्यक्तोविनश्यति ॥४०॥ विलग्नपापदृष्टाब्जाल्लाग्नगारमंदान्यामपिमातृत्यक्तोविनश्यति ॥४१॥ लग्नगेंदूसर्वग्रहैरदृष्टेविजनेजन्म ॥४२॥ शुभेष्वंबुखगेषु सुखेनप्रसवश्चास्तात्रिकोणगेषुपापेषुकष्टतः ॥४३॥ सपापचंद्रेर्कयुतेजारजः ॥४४॥ल

**ग्नगेब्जेजीवादृष्टेजारजः ॥४५॥ जीवादृष्ट पृथक्स्थलग्नचंद्राभ्यांजारजः ॥४६॥ लग्नेर्केहिबुकेतमेपितृव्यजः ॥४७॥**

મંગળ અને શની થકી સાતમે કે ત્રિકોણમાં ચંદ્રમા હોય તો બાળકનો માતા ત્યાગ કરે અને ગુરૂ જોતો હોય તો દીર્ઘાયુ જાણવો ॥૩૯॥ લગ્નમાં રહેલા અને પાપગ્રહે જોયેલા ચંદ્રકથી સાતમે મંગળ હોય તો માતાએ ત્યાગ કરેલો બાળક વીનાશ પામે ॥૪૦॥ લગ્નને પામેલા અને પાપગ્રહે જોએલા ચંદ્રથકી અગીયારમે રહેલા મંગળ અને શની વડે કરીને પણ માતાએ ત્યાગ કરેલો બાળક વીનાશ પામે ॥૪૧॥ સર્વ ગ્રહોએ ન જોએલો ચંદ્રમા લગ્નમાં હોય તો મનુષ વીનાનો થયેલો જન્મ જાણવો ॥૪૨॥ ચોથે અને દશમે શુભ ગ્રહો હોય તો સુખે કરી પ્રસવ જાણવો અને સાતમે કે ત્રિકોણમાં પાપ ગ્રહ હોય તો કષ્ટે કરી થયેલા પ્રસવ જાણવો ॥૪૩॥ પાપ ગ્રહે સહવર્તમાન ચંદ્રમા સૂર્ય ભેગો હોય તો જાર થકી ઉત્પંન થયેલો જાણવો ॥૪૪॥ લગ્નને વીશે રહેલો ચંદ્રમા ગુરૂ ન જોતો હોય તો પણ જારકર્મથી ઉત્પંન થયેલો જાણવો ॥૪૫॥ લગ્ન અને ચંદ્રમા જુદાં જુદાં પણ ગુરૂ ન દેખતો હોય તો પણ જારથકી ઉત્પંન થયેલો જાણવો ॥૪૬॥ લગ્નમાં સૂર્ય હોય અને ચોથે રાહુ હોય તો કાકાથી ઉત્પંન થયેલો જાણવો ॥૪૭॥

**लग्नास्तषष्टाष्टमगैपापैसमातृबालस्यनाशः॥४८॥चतुर्थेवास्पदेसूर्याराकियोगेजन्मतःप्राक्पित्तनाशः ॥४९॥ उदयनवांशेशत**

नुःबलीग्रहतुल्यतनुश्च ॥५०॥ चंद्रयुतनवांशेशवर्णः ॥५१॥ यत्रावयवराशौसूर्यारौ तत्रारक्तचिन्हं ॥५२॥ यत्रार्कितमौतत्रशामाचिन्हं ॥५३॥ यत्रबहुपापयोगस्तत्रव्रणादिचिन्हं ॥५४॥ सूर्यत्रिंशांशेशगुणभाक् ॥ ॥५५॥ इतिश्रीगणेशर्जीदैवज्ञात्मजकरुणाशंकरविरचितेज्योतिर्विद्भूषणेजन्माविधिकथनाध्यायस्तृतियः ॥३॥

લગ્ન છઠું, સાતમું, આઠમું, એઓમાં પાપ ગ્રહ રહ્યા હોય તો માતા અને બાળક બંનેનો નાશ જાણવો ॥૪૮॥ ચોથે અથવા દશમે સૂર્ય, મંગળ, અને શનીનો યોગ હોય તો જન્મના પેહેલાં પિતાનો નાશ જાણવો ॥૪૯॥ લગ્નના નવમાંશના તુલ્ય શરીર જાણવું તેમજ બળવાન ગ્રહના તુલ્ય પણ જાણવું ॥૫૦॥ ચંદ્રના નવમાંશ પતીના સરખો વરણ જાણવો ॥૫૧॥ જે અવયવ રાશીને વીશે સૂર્ય અને મંગળ હોય તે અંગમાં કાંઇક રાતું ચીન્હ જાણવું ॥૫૨॥ અને જ્યાં શની અને રાહુ હોય ત્યાં કાળું ચીન્હ જાણવું ॥૫૩॥ અને જે અવયવરાશીમાં ઘણા પાપ ગ્રહનોયોગ થતો હોય તે અવયવમાં વર્ણાદિક ચીન્હજાણવું॥૫૪॥ સૂર્યના ત્રિશાંશપતીના સરખો ગુણ જાણવો ॥૫૫॥ ઇતી શ્રી ગણેશજી દૈવજ્ઞાત્મજ કરૂણાશંકર વિરચિતે જ્યોતિર્વિદ્ભૂષણે સ્વકૃતાયાં ગુર્જરભાષાયાં જન્મવિધિ કથના ધ્યાય તૃતિયઃ ૩

साकोंदयपेनिचगेष्टमेसद्योशिशुनाशः ॥१॥
संध्यायांचंद्रहोरायांन्नांतगैपापैशिशुनाशः
॥२॥ कंटकेषुप्रत्येकस्थाब्जपापैरपि ॥ ३ ॥
कर्काल्युदयेपूर्वार्द्धेपापैपरार्द्धेशुभैश्च ॥ ४ ॥
लग्नांत्यास्तगेसपापेंदौशुभ्नदृष्टियुतिहिने
पि ॥५॥ सपापोदयास्तौसपापाब्जेशुभ्ना
दृष्टेपि ॥६॥ पापांतस्थोदयास्ताभ्यामपि
॥७॥ व्ययेक्षीणेंदौलग्नाष्टमगैपापैःकेंद्रबा
ह्यगैशुभैश्च ॥८॥ क्रमात्सितासितपक्षाहो
रात्रजन्मनिषष्टाष्टमगेचंद्रेपापदृष्टेसद्योमृ
तिः शुभैरष्टाब्दैःमिश्रैर्वर्षचतुष्टयेन ॥९॥
षष्टाष्टमेशुभ्नेवक्रग्रहेक्षितेमासेनमृतिः॥१०॥

ટીકા—સૂર્યે સહુવર્તમાન લગ્નનો સ્વામી નીચ રાશીનો હોય તો બાળકનો તત્કાળ નાશ કરે ॥૧॥ સંધ્યાકાળે ચંદ્રહોરામાં રાશીના અંતને પામેલા એવા પાપગ્રહો વડે શિશુનો તત્કાળ નાશ થાય એમ જાણવું ॥૨॥ ચારેકેંદ્રને વિશે ચંદ્ર સહિત પાપગ્રહો રહ્યા હોય તો તત્કાળ શિશુનો નાશ કરે ॥૩॥ કરક અને વૃશ્ચિક લગ્નમાં, પૂર્વાર્ધમાં પાપગ્રહ વડે કરીને અને ઉત્તરાર્ધમાં શુભગ્રહ વડે કરીને બાળકનો સદ્ય વીનાશ જાણ-

વો ॥૪॥ પાપગ્રહે સહવર્તમાન ચંદ્રમાં, લગ્ન સાતમું, આઠમું, અને બારમું તેઓમાંના એક સ્થાનકે શુભગ્રહની દ્રષ્ટી કે યોગે હીણ હોય તોપણ બાળકનો નાશ જાણવો ॥૫॥ પાપે સહવર્તમાન લગ્ન તથા સાતમું હોય અને પાપે સહવર્તમાન ચંદ્રમાને કોઈપણ શુભ ગ્રહ ન જોતો હોય તોપણ બાળકનો નાશ જાણવો ॥૬॥ પાપના મધ્યમાં રહેલ લગ્ન અને સાતમા વડે કરીને પણ બાળકનો નાશ જાણવો ॥૭॥ બારમે ક્ષીણ-ચંદ્ર હોય લગ્ને અને આઠમે પાપગ્રહ હોય અને કેંદ્રની બાહાર શુભગ્રહ હોય તોપણ બાળકનો નાશ જાણવો ॥૮॥ અનુક્રમે કરી શુકલ અને કૃષ્ણ પક્ષનાં જન્મને વીશે છઠે કે આઠમે ચંદ્ર હોય અને પાપગ્રહે જોયો હોય તો તરત મૃત્યુ કરે અને શુભગ્રહે જોયો હોય તો આઠ વર્ષે મૃત્યુ કરે અને મીશ્રગ્રહોએ જોએલ હોય તો ચાર વર્ષે મૃત્યુ કરે ॥૯॥ છઠે અને આઠમે શુભગ્રહ હોય અને વક્રનાગ્રહે જોયો હોય તો એક માસે કરીને મૃત્યુ કરે ॥૧૦॥

पापजितोदयपेस्तेपि ॥११॥ सपापलग्नपे ष्टमेच ॥१२॥ क्षीणेंदावंगेरंध्रकेंद्रगैपापैः शिशुमृतिः ॥१३॥ पापांतगेचतुर्थास्ताष्ट मस्थेचंद्रेपि ॥१४॥ शुभादृष्टेशुभांतगेचंद्रे त्रिकोणगखलैदृष्टेक्षिप्रनाशः ॥१५॥ सब लजीवादृष्टैर्व्ययनवमलग्नाष्टमस्थैशन्यर्का ब्जभौमैःशिशुनाशः॥१६॥ अंगपादिंदुपे

ष्टमेसर्वखलदृष्टेब्ददृयायुः ॥१७॥ गुर्वष्टमे कुजर्क्षगेर्कैंद्वार्किदृष्टेशुक्रादृष्टेब्दत्रयायुः॥१८ इतिश्री गणेशजीदैवज्ञात्मजकरुणाशंकर विरचितेज्योतिर्विद्भूषणेऽरिष्टाध्यायचतुर्थः४

ટીકા—પાપે જીતેલો એવો લગ્નનો પતિ સાતમે હોય તો પણ શિશુનો નાશ કરે ॥૧૧॥ પાપે સહવર્તમાન લગ્નનો સ્વામી આઠમે હોય તોપણ શિશુનો નાશ કરે ॥૧૨॥ ક્ષીણચંદ્રમા લગ્નમાં હોય, આઠમે, અને કેંદ્રમાં પાપગ્રહ હોય, તોપણ શિશુનો નાશ જાણવો ॥૧૩॥ ચોથે, સાતમે અને આઠમે રહેલો ચંદ્રમા, પાપના મધ્યે હોય તોપણ નાશ જાણવો ॥૧૪॥ શુભે ન જોએલો, રાશીના અંતને વિશે રહેલો ચંદ્રમા તે ત્રીકોણને વિશે રહેલા પાપગ્રહે જોયો હોય તો તત્કાળ નાશ કરે ॥૧૫॥ બળવાળા ગુરૂએ ન જોએલા અને લગ્ન આઠમું, નવમું, અને બારમું. એઓને વિશે રહેલા શની, સૂર્ય, ચંદ્ર, અને મંગળ વડે પણ શિશુનો નાશ જાણવો ॥૧૬॥ લગ્નના સ્વામી થકી ચંદ્રમાનો સ્વામી આઠમે સર્વ પાપગ્રહોએ દીઠો હોય તો બે વર્ષનું આયુષ જાણવું ॥૧૭॥ મંગળની રાશીનો ગુરૂ આઠમે. સૂર્ય, ચંદ્રને શનીએ દીઠો હોય અને શૂક્રે ન દીઠો હોય તો ત્રણ વરસનું આયુષ જાણવું ॥૧૮॥ ઇતિશ્રી ગણેશજી દૈવજ્ઞાત્મજ કરૂણાશંકર વિરચિત્તે જ્યોતિર્વિદ્ભૂષણે સ્વકૃતાયાં ગુર્જરભાષાયામ રીષ્ટાધ્યાયશ્ચતૂર્થ ॥૪॥

— ❦ —

पूर्णेंदुशुभांतरालशुभभगोरिष्टहरः॥१॥स्वो च्चभेलग्नगेज्योसर्वारिष्टहरः ॥२॥ सबलों गेशोशुभैरदृष्टःकेंद्रस्थशुभेक्षितोदीर्घायुदः ॥३॥ लग्नादहिताष्टमस्थश्चंद्रोज्ञेज्यकविदृ ष्काणगश्च ॥४॥ पूर्णेंदुशुक्लनिशाजन्मानि रिपुरंध्रगोसर्वारिष्टहरः॥५॥ज्ञेज्यशुक्राणां केंद्रगैकतमःसपापोप्यरिष्टभंगकरः ॥६॥ शुभर्क्षांशदृष्काणगाःज्ञेज्येंदुकवयःसर्वारि ष्टभंगकराः ॥७॥ शुभेक्षितकेंद्रगश्चंद्राध्या सितभपोरिष्टहरः ॥८॥ शुभवर्गगाःपापा शुभावलोकितासर्वारिष्टघ्नाः ॥९॥ त्र्यरिला भगोऽगुःशुभेक्षितयुतःसर्वारिष्ठहरः ॥१०॥

ટીકા—શુભના અંતરને વિશે રહેલો એવો પૂર્ણચંદ્ર શુભ રાશીનો હોય તો અરીષ્ટનો નાશ કરે ॥૧॥ લગ્નને વિશે ગુરૂ પોતાના ઉચ્ચનો હોય તો સરવે અરીષ્ટોને હરણ કરે ॥૨॥ બ ળવાળો લગ્નપતી પાપ ગ્રહોએ ન દીઠો હોય અને કેંદ્રને વિશે રહેલા શુભ ગ્રહે જોયા હોય તો દીર્ઘાયુ કરનારો જાણવો ॥૩॥ લગ્નથકી છઠે, આઠમે રહેલો ચંદ્રમાં બુધ, ગુરૂ,કે શુકરના ત્રિ- ભાગમાં હોય તો પણ દીર્ઘાયુ કરનારો જાણવો ॥૪॥ શુકલપ-

ક્ષની રાત્રીમાં જન્મ છતાં પુર્ણચંદ્ર આઠમે રહેલો હોય તો સ-
રવ એવાં અરીષ્ટોનો હરણ કરનારો જાણવો ।।૫।। બુધ, ગુરૂ,
અને શુક્ર, એઓમાંથી એક પણ કેંદ્રને વીશે રહેલા હોય અને
કદાચ પાપયુક્ત હોય તો પણ સર્વ અરીષ્ટોનો ભંગ કરનારો
જાણવો ।।૬।। શુભનો રાશી અથવા નવમાંશ અથવા ત્રિભાગ
એઓમાંના એકને વીશે રહેલા બુધ, ગુરૂ, અને શુક્ર હોય તો
સરવ એવાં અરીષ્ટોના ભંગ કરનારા જાણવા ।।૭।। ચંદ્રની
રાશીનો સ્વામી શુભે જોયેલ કેંદ્રને વીશે રહેલ હોય તો અરીષ્ટનો
હરણ કરનારો જાણવો ।।૮।। પાપ ગ્રહો શુભના રાશીમાં રહ્યા
હોય અને શુભ ગ્રહોએ જોયા હોય તો સરવ એવા અરીષ્ટોના
હણનારા જાણવા ।।૯।। ત્રીજે, છઠ્ઠે, અને અગીયારમે; રહેલો
રાહુ શુભગ્રહેયુક્ત અથવા જોયેલો હોય તો સરવ અરીષ્ટોનો ભં-
ગ કરનારો જાણવો ।।૧૦।।

पूर्णेंदुःसकलखगेक्षितोऽरिष्टभंगकरः॥११॥ नृराशिगासकलनभोगाबलिनोरिष्टभंग कराः ॥१२॥ हितानिजोच्चभगासर्वेपि॥१३ केंद्रेबलिशुभोलाभेदिनेशःसर्वारिष्टहरः ॥ ॥१४॥ केंद्रस्थशुभभांशगसौम्योमृत्युंजय भजनवत्सर्वारिष्टहरः ॥१५॥ इतिश्रीगणेशजीदैवज्ञात्मजकरुणाशंकरविरचितेज्योतिर्विद्भूषणेऽरिष्टभंगाध्यायःपंचमः ॥५॥

ટીકા—સર્વ ગ્રહોએ જોએલા પૂર્ણ ચંદ્ર અરીષ્ટનો ભંગ કરનારો જાણવો ॥૧૧॥ પુરૂષરાશીને વીશે રહેલા સર્વગ્રહો બળવાળા હોય તો અરીષ્ટના ભંગ કરનારા જાણવા ॥૧૨॥ સર્વે ગ્રહો ઉચ્ચરાશીમાં રહ્યા હોય અગર મીત્રના રાશીમાં રહ્યા હોય તો અરીષ્ટના ભંગ કરનારા જાણવા ॥૧૩॥ શુભગ્રહ બળ પામી કેંદ્રને વીશે રહ્યો હોય તેમજ અગીયારમે સૂર્ય રહ્યો હોય તો સરવ એવાં અરીષ્ટોને હરણ કરનારો જાણવો ॥૧૪॥ કેંદ્રને વીશે શુભગ્રહનો રાશી અથવા નવાંશને પામેલો શુભગ્રહ હોય તો જેમ મહામૃત્યુંજયનું ભજન સરવ એવાં અરીષ્ટોને હરણ કરેછે તેમ તે ગ્રહ પણ સરવ એવાં અરીષ્ટોને હરણ કરે એમ જાણવું ॥૧૫॥ ઈતીશ્રી ગણેશાજી દૈવજ્ઞાત્મજ કરૂણાશંકરે વિરચિતે જ્યોતિર્વિદ્ભૂષણે સ્વકૃતાયાં ગુર્જરભાષાયામ રિષ્ટભંગાધ્યાયઃ પંચમઃ ॥૫॥

---

## ॥ अथ भावसमास विचार ॥

स्वपशुभैर्युक्तेक्षितभावस्यवृद्धिश्चपापैर्हानि र्मिश्रैर्मिश्रं ॥१॥ स्वामित्रोच्चस्थोग्रहोभावपुष्टिकरः ॥२॥ रिपुनीचस्थोभावनाशकः ॥३॥यद्भावीयार्थकोणकेंद्रेषुशुभपापमिश्राणांयुत्यवलोकनंतद्भाववृद्धिहानिमिश्रत्वं॥ ॥४॥ पापयुतत्रिकभावस्यनाशः ॥५॥

ભાવોનો સંક્ષેપ વિચાર ॥ પોતાનો સ્વામી અને શુભગ્રહો એ યુક્ત અથવા જોએલો જે ભાવ હોય તેની વ્રધી જાણવી અને પાપગ્રહો વડે કરીને હાની જાણવી અને મીશ્રગ્રહો વડે મીશ્ર જાણવું ॥૧॥ પોતાના મીત્ર અથવા ઊંચરાશીને વિશે રહેલો ગ્રહ ભાવની પુષ્ટી કરનારો જાણવો ॥૨॥ શત્રુ અથવા નીચના રાશીને વિશે રહેલો ગ્રહ ભાવનો નાશ કરનારો જાણવો ॥૩॥ જે ભાવના બીજા પાંચમા અને કેંદ્રને વિશે શુભ પાપ અને મીશ્રગ્રહનું મળવું કે જોવું હોય તે ભાવનું વ્રધી હાની અને મીશ્રપણું જાણવું ॥૪॥ જે ભાવના ત્રીકસ્થાનમાં પાપગ્રહ હોય તે ભાવનો નાશ જાણવો ॥૫॥

त्रिकस्थपस्यवात्रिकेशयुतस्यन्नावस्यनाशः॥६॥शत्रुनिचास्तगयन्नावस्यापिशुभैरयुतेक्षितत्वान्नाशः ॥७॥

## ॥ धनाप्ति विचारः ॥

लग्नेंद्वोर्दशमगार्कादियोजनकांबारिसु-हृद्भ्रातृस्त्रीकर्मकरेभ्योर्थाप्तिकराः॥८॥ तदन्नावेभाब्जार्कखपगांशपवृत्या ॥९॥

જે ભાવનો સ્વામી ત્રીકસ્થાનમાં હોય અથવા ત્રીકસ્થાનનો સ્વામી જે ભાવમાં હોય તે ભાવનો નાશ જાણવો ॥૬॥ જે ભાવનો સ્વામી શત્રુ નીચ અને અસ્તને પામ્યો હોય અને શુભગ્રહ યુક્ત કે જોતો ન હોય તો નાશ જાણવો ॥ ૭ ॥

લગ્ન અને ચંદ્રમાથી દસમે રહેલા સૂર્યાદિ ગ્રહો બાપ, મા, શત્રુ, મીત્ર, ભાઈ, સ્ત્રી અને ચાકર એઓથી ધન પ્રાપ્તી કરે ॥૮॥ લગ્ન અને ચંદ્રમાથી દસમે ગ્રહ ન હોય તો લગ્ન ચંદ્ર અને સૂર્ય એઓથી દસમાનો સ્વામી જે નવમાસમાં રહ્યો હોય તે રાશીના સ્વામીની વૃતીવડે ધન પ્રાપ્તી જાણવી ॥૯॥

सूर्येंशपेकनकोर्णमंत्रोपदेशभेषज्यसुगंधिमुक्तामणिपण्यैर्वृत्तिः॥१०॥चंद्रेंशपेराज्पांगनाश्रय मुक्ताप्रवालशंखादिवाणिज्यकृषिमृद्वाग्विनोदमार्गजलजक्रयविक्रयवृत्त्याधनाप्तिः ॥११॥ कुजेंशपेग्निक्रियास्वबलक्रियारंभखड्गचक्रचापकुंततोमराद्यैःमनःशिलाहरितालहिंगुलकांजनप्रभृतिभिर्वृत्तिः ॥१२॥ ज्ञेंशपेगणिताक्षरन्यासकाव्याचित्राशिल्पवेदाध्ययनप्रभृतिभिर्वृत्तिः ॥१३॥ जीवेंशपे धर्मोपदेशपुराणकथनदेवब्राह्मणपंडिततिर्थोपवासगुरुसेवनादिभ्योवृत्तिः ॥१४॥

સૂર્ય નવમાસનો સ્વામી હોય તો સોનું, ઊંણ, મંત્રો, ઉપદેશ અથવા વૈદક સુગંધી પદાર્થ મોતી અથવા મણીના વેપારવડે વૃતી જાણવી ॥૧૦॥ ચંદ્ર નવ માંશનો સ્વામી હોય તો સ-

જ્યાંગનાનો આશ્રય મોતી, પરવાળાં, સંખાદીકનો વેપાર ખેડ કોમળવાણીનો વીનોદ મારગ જળમાં ઉત્પન્ન થએલા પદાર્થો-નો વેપાર એ પ્રતીવડે ધન પ્રાપ્તી કરે ॥૧૧॥ મંગળ નવમાંશનો સ્વામી હોય તો અગ્નીક્રિયા, ખડગ, ચકર, તરવાર વીગરેવડે કરીને અથવા મણસલા, હડતાળ, હીંગળો, અંજન એ વીગરેવડે પ્રતી જાણવી ॥૧૨॥ બુધ નવમાંશનો સ્વામી હોય તો ગણીત અક્ષર લખવા, કાવ્ય ચીત્ર, સીલ્પક્રિયા, વેદ ભણવા વીગરેવડે પ્રતી જાણવી. ॥૧૩॥ ગુરૂ નવમાંશનો સ્વામી હોય તો ધરમો ઉપદેશ, પુરાણકથા, દેવ, બ્રાહ્મણ, પંડીત, તીરથ, ઊપવાસ, ગુરૂ, એઓના સેવનથી પ્રતી જાણવી ॥૧૪॥

शुक्रेंशपेगोमहिषीगजाश्वैर्वस्त्रादिमाणिभिः सुवर्णरजतादिभिर्वृत्तिः ॥१५॥ शनावंशपेभारवहनाध्वगमननीचाशिल्पादिभिर्वृत्ति ॥१६॥ अर्थदोर्कोतुंगेबलीष्टस्वपराक्रमाद्धनदः ॥१७॥ षष्टपेसहजेकाष्टोपलादिविक्रेताजीवी ॥१८॥ शुभदृग्विहिनाब्जेभिक्षुकोवाप्रेष्यः ॥१९॥ नीचास्तांशगखान्यगैर्भिक्षुकः॥२०॥लग्नकंटकांत्येष्वब्जशानिजीवैर्भिक्षुकः ॥२१॥ शुक्रोर्कदृष्टेशेराजप्रेष्यः ॥२२॥ अंशात्खेज्ञावलोकितयुतेपि ॥२३॥

શુક્ર નવમાંશનો સ્વામી હોય તો ગાય, ભેંશ, હાથી, ઘોડા, જવાહીર, સોના રૂપા વીગરેવડે વ્રતી જાણવી ॥૧૫॥ શની નવમાંશનો સ્વામી હોય તો કાશદાં કરવાં, ભાર ઉપાડવો અને મજુરી કરવી એ વીગરેવડે વ્રતી જાણવી ॥૧૬॥ ધન પ્રાપ્તી કરનારાઓમાં કહેલ પ્રકારનો સૂર્ય ઊંચનો અને બળવાળો હોય તો પોતાના પરાક્રમથી ધન પ્રાપ્તી કરે ॥૧૭॥ છઠાનો સ્વામી ત્રીજે હોય તો લાકડાં, પથર વીગરેના વેચવાથી વ્રતી કરે ॥૧૮॥ સુભગ્રહની દ્રષ્ટીએ હીનચંદ્રમા હોય તો ભીક્ષુક અથવા ચાકર જાણવો ॥૧૯॥ નીચ અને અસ્તાંશને પામેલા સરવ ગ્રહો દસમા ભુવન વીના રહેલા હોય તો ભીક્ષુક જાણવો ॥૨૦॥ લગનમાં ચંદ્રમા હોય કેંદ્રમાં શની હોય અને બારમે ગુરૂ હોય તો ભીક્ષુક જાણવો ॥૨૧॥ અંસને વિશે રહેલો શુક્ર સૂર્યે જોયા હોય તો રાજાનો ચાકર હોય ॥૨૨॥ અંસથી દસમુ બુધેયુક્ત કે જોએલું હોય તો રાજાનો ચાકર જાણવો ॥૨૩॥

कर्मगार्कारमंदैःशुभदृग्घिनैर्भृतकः ॥२४॥ शुभादृष्टैःखगपापैरपि ॥२५॥ रिपुपःखेख पोसमंदःकेंद्रेदासान्वितः ॥२६॥ राज्येशुभदृगाधिक्येपि॥२७॥अंगपेराज्येधनात्रिकोणगेमंदैर्मृतिगैःपापैर्निचवृत्याजीवी॥२८॥

દસમે સૂર્ય મંગળ અને શની શુભગ્રહે ન જોએલા હોય તો ચાકર જાણવો ॥૨૪॥ દસમે પાપગ્રહો શુભગ્રહોએ ન

જોએલા હોય તો ચાકર જાણવો ॥૨૫॥ છઠાનો સ્વામી દસમે હોય અને દસમાનો સ્વામી શની સાથે કેંદ્રમાં હોય તો ચાકરવાળો જાણવો ॥૨૬॥ દસમે શુભગ્રહની દ્રષ્ટી વિશેષ હોય તો ચાકરેવાળો જાણવો ॥૨૭॥ લગ્નનો સ્વામી દશમે હોય ને શની બીજે પાંચમે કે નવમે હોય અને પાપ ગ્રહો આઠમે હોય તો નીચવ્રતીવડે જીવનારો જાણવો ॥૨૮॥

## ॥ चंद्रयोग विचारः ॥

चंद्राद्वित्तांत्योभयगैःरविराहितैःसुनफानफा दुरुधुरायोगाश्चान्यथाकेमद्रुमः ॥२९॥ सुनफाजोस्वाधिगतार्थश्चाकिर्तियुतोनृपोनृप समोवा॥३०॥ अनफाजोप्रभुर्निरुजदेहश्च शीलवान्जनाविदितसद्गुणोविषयसुखवेषो मनोदुःखविनिर्मुक्तः ॥३१॥ नोगसुखभुग र्थवाहनाढ्योदातासुभृत्पश्चदुरुधुराजः३२

ચંદ્રમા થકી બીજે ભુવને સૂર્ય વીનાના ગ્રહો રહ્યા હોય તો સુનફા જોગ જાણવો અને બારમે રહ્યા હોય તો અનફા યોગ જાણવો અને બંને ઠેકાણે રહ્યા હોય તો દુરૂધુરા યોગ જાણવો અને એ બેમાંના એકે ઠેકાણે ન રહ્યા હોય તો કેમદ્રુમયોગ જાણવો ॥૨૯॥ સુનફા જોગમાં ઉત્પન્ન થએલો માણસ દ્રવ્ય કીરતીએ યુક્ત રાજા અથવા રાજા સરખો જાણવો ॥૩૦॥ અનફા જોગમાં ઉત્પન્ન થએલ માણસ સમર્થ, નીરોગી, સારા સ્વ

कविकुजौद्युनेरोगी ॥९१॥ कुजमंदौरिपौ सूर्यतमोक्षितौबिबलेंगपेदिर्घरोगी ॥ ९२॥ मृतौयमेंगेब्जेउदररोगी ॥९३॥ तमेज्येंगेद शनरोगी ॥९४॥ किटाल्यंशेब्जेक्रुरयुतेगु प्तरोगी ॥९५॥ तुर्येवांत्येकुजज्ञलग्नपाःसिं हस्थागुदरोगी ॥९६॥ मृतौक्रुराःगुह्यरो गी॥९७॥ आरेंजेसूर्यार्किदृष्टेशस्त्रपिडा९८ मृतिपेत्रिकेनित्यरोगी॥९९॥

ટીકા —મંગળ અને શુકર સાતમે હોય તો રોગી જાણવો ॥૯૧॥ છઠે મંગળ અને શની સુર્ય અને રાહુએ જોએલા હોય ને લગનનો સ્વામી બલ રહિત હોય તો મહા રોગી જાણવો ॥૯૨॥ લગનમાં ચંદરમા હોય આઠમે શની હોય તો પેટના રોગવાલો જાણવો ॥ ૯૩ ॥ લગનમાં રાહુ ગુરૂ હોય તો દાંતના રોગવાળો જાણવો ॥ ૯૪ ॥ અંશમાં કરક કે વૃશ્ચીકનો ચંદરમા પાપગ્રહ યુકત હોય તો ગુપત રોગી જાણવો ॥ ૯૫ ॥ મંગળ બુધ અને લગનનો સ્વામી એઓ ચોથે કે બારમે સિંહના હોય તો ગુદાના રોગવાળો જાણવો ॥૯૬॥ આઠમે પાપગ્રહો હોય તો ગુહ્યસ્થાનકના રોગવાલો જાણવો ॥૯૭॥ લગનમાં મંગલ સુર્ય શનીએ જોએલો હોય તો શસ્ત્રથી પીડા કરે ॥૯૮॥ આઠમાનો સ્વામી ત્રીકસ્થાનમાં હોય તો નીત્ય રોગી જાણવો ॥૯૯॥

रिपौशिखीतमौदंतेवाधरेरोगी४०० सश नावऽजेकुजेक्षितेअपस्मारी ॥१॥ तमेंदूरंध्रेपि ॥२॥ रंध्रांगगासूर्येंदुकुजाक्रूरेक्षिताश्च॥३॥सहजेगुलिकेगलरोगी ॥४॥सहजेशेसक्रूरगुलिकेपि ॥५॥ कुजशनितमाएकगामस्तकरोगी६कुजार्कौवित्तेमुखरोगी ॥७॥ कुजेप्रेतपुरिपगेसहजेकर्णरोगी ८सहजेशुभेक्षणहीनौगुलिकमंदावपि ९

ટીકા—છઠે રાહુ કે કેતુ હોય તો દાંતનો અગર હોઠનો રોગી જાણવો ॥૪૦૦॥ શનીયુક્ત ચંદરમા મંગલે જોએલ હોય તો વઇનો રોગવાલો જાણવો ॥૧॥ ચંદરમા અને રાહુ આઠમે હોય તોપણ તેમજ જાણવું ॥ ૨ ॥ સુર્ય ચંદરમા અને મંગલ પાપગ્રહે જોએલા લગનમાં કે આઠમે હોય તોપણ તેમજ જાણવું ॥૩॥ ગુલીક ત્રીજે હોય તો ગલાના રોગવાલો જાણવો ॥૪॥ત્રીજાનો સ્વામી પાપગ્રહ અને ગુલીકની સાથે હોય તોપણ તેમજ જાણવું ॥૫॥ મંગલ શની અને રાહુ એક રાશીના હોય તો માથાના રોગવાલો જાણવો ॥૬॥ સુર્ય અને મંગલ બીજે હોય તો મુખના રોગવાલો જાણવો ॥ ૭ ॥ મંગલ પ્રેતપુરીશ અંશનો ત્રીજે હોય તો કાંનના રોગવાલો જાણવો ॥ ૮ ॥ શુભ ગ્રહે ન જોએલા શની અને ગુલીક ત્રીજે હોય તોપણ તેમજ જાણવું ॥ ૯ ॥

सूर्येंदूपरस्परजगौतनुशोषः ॥ १० ॥ स
यमेब्जेकिटालिकुंभांशेगुल्मरोगी ॥११॥
अंशात्कोणेकेतौसंग्रहणीरोगी ॥१२॥अंगे
ज्ञराहूयामित्रेकुजमंदावतिसाररोगी॥१३
भृग्वर्केयमापुत्रेप्रमेहरोगी ॥१४॥ व्यया
रिगौकुजमंदौशुलरोगी१५सप्तमेकुजांगे
शौव्ययेशनावर्शरोगी १६ सूर्यार्कियुतौक
फरोगी१७सशनावरिपेनीचेवातरोगी१८

ટીકા—સુર્ય અને ચંદરમા એક બીજાની રાશીના હોય તો શરીરનું સોસાઈ જવું જાણવું ।।૧૦।। અંશમાં શનીયુક્ત ચંદરમા કરક વૃશ્ચક કે કુંભનો હોય તો ગુલમના રોગવાલો જાણવો ।।૧૧।। અંશથી પાંચમે કેતુ હોય તો સંગ્રહણીના રોગવાલો જાણવો ।।૧૨।। લગનમાં બુધ અને રાહુ હોય સાતમે મંગલ અને શની હોય તો અતિસાર રોગવાલો જાણવો ।।૧૩।। સુર્ય શુકર અને શની પાંચમે હોય તો પ્રમેહના રોગવાલો જાણવો ।। ૧૪ ।। બારમે અને છઠે મંગલ અને શની હોય તો સુલના રોગવાલો જાણવો ।।૧૫।। સાતમે મંગળ અને લગનનો સ્વામી હોય અને બારમે શની હોય તો હરશના રોગવાલો જાણવો ।। ૧૬ ।। સુર્ય અને શનીનો યોગ હોય તો કફરોગી જાણવો ।। ૧૭ ।। શનીયુક્ત છઠાનો સ્વામી નીચનો હોય તો વાયુના રોગવાલો જાણવો ।। ૧૮ ।।

लग्नेसकुजेरिपुपेपित्तरोगी ॥१९॥ अंशेकिटेजलभित्तिः॥२०॥ मृतावब्जेपि ॥२१ ॥ गुलिकेक्षितयुतेतमेवित्तेसर्पभित्तिः ॥२२॥ क्रूरेलग्नेगुलिकेत्रिकोणेचौरभीः ॥ २३ ॥ सकुजेरिपुपेग्निभीः ॥ २४ ॥ सहजेशेज्यौलग्नेचतुष्पदत्नीः ॥ २५ ॥ लग्नारीशौगुरुयुतौगजत्नीः ॥ २६ ॥अंगरिपुपावब्जयुतावश्वत्नीः ॥२७॥

ટીકા—મંગલ સાથે છઠાનો સ્વામી લગનમાં હોય તો પીતના રોગવાલો જાણવો ॥ ૧૯ ॥ અંશમાં કરક હોય તો પાણીથી ભય જાણવો ॥૨૦॥ આઠમે ચંદરમા હોય તોપણ તેમજ જાણવું ॥૨૧॥ ગુલીકે યુક્ત કે જોએલો રાહુ બીજે હોય તો સરપથી ભય જાણવો ॥૨૨॥ લગનમાં પાપગ્રહ હોય અને ત્રીકોણમાં ગુલીક હોય તો ચોરથી ભય જાણવો ॥૨૩॥ છઠાનો સ્વામી મંગલ સાથે હોય તો અગનીથી ભય જાણવો ॥૨૪॥ ત્રીજાનો સ્વામી અને ગુરૂ લગનમાં હોય તો ચારપગવાળા જંતુથી ભય જાણવો ॥ ૨૫ ॥ લગનનો અને છઠાનો સ્વામી ગુરૂયુક્ત હોય તો હાથીથી ભય જાણવો ॥૨૬॥ લગનનો અને છઠાનો સ્વામી ચંદરમા યુક્ત હોય તો ઘોડાથી ભય જાણવો ॥૨૭॥

शुभेक्षणाधिक्येषष्ठेमातुलसुखं॥ २८ ॥ शुभेरिपुपावपि ॥ २९ ॥ सशुभेबुधेपि ॥ ३० ॥ क्रुरेक्षितेकुजेधर्मेमानेमातुलाभाव: ॥३१॥ निचास्तशत्रुगृहयुतेरिपुपेत्रिके सबलेंगपेशत्रूनाशः ॥ ३२ ॥ अंगपात्षष्ठेशेल्पबलेपि ॥ ३३ ॥ अरिपेरिपौज्ञातिशत्रुः ॥ ३४ ॥ अंगपस्यायांबुपयोर्वैरेमातृवैरं॥३५॥ खांगपयोशात्रवेपितृवैरं३६

ટીકા—છઠ્ઠુભુવન ઘણા શુભગ્રહોએ જોએલ હોય તો મામાનું સુખ જાણવું ॥૨૮॥ છઠે શુભગ્રહ રહેલો હોય તો પણ તેમજ જાણવું ॥૨૯॥ શુભયુક્ત બુધ હોય તોપણ તેમજ જાણવું ॥૩૦॥ પાપગ્રહે જોએલો મંગલ નવમે અગર દસમે હોય તો મામાનો અભાવ જાણવો ॥૩૧॥ નીચઅસ્ત કે શત્રુતાવાલા ગ્રહનારાશિયેં યુક્ત છઠાનો સ્વામી ત્રીકસ્થાનમાં હોય અને લગનનો સ્વામી બલ પામેલો હોય તો શત્રુનો નાશ જાણવો ॥ ૩૨ ॥ લગનના સ્વામીથી છઠાનો સ્વામી અલ્પબલવાલો હોય તોપણ તેમજ જાણવું ॥૩૩॥ છઠાનો સ્વામી છઠે હોય તો નાતનો શત્રુ જાણવો ॥૩૪॥ લગનના સ્વામીના ચોથાનો સ્વામી અને અગીયારમાનો સ્વામી એઓને વૈરતા હોય તો માતુ સાથે વૈર જાણવું ॥ ૩૫ ॥ લગનનો સ્વામી અને દશમાનો સ્વામી શત્રુતાવાળા હોય તો પીતા સાથે વૈર જાણવું ॥ ૩૬ ॥

केंद्रेक्रूरेक्षिते रिपुपेशत्रुपिडा ॥ ३७ ॥ ॥क्रूरेक्षितेवाक्रुरांतरालेऽरिशेऽबलेशत्रुपिडा ॥ ३८ ॥ द्युनांगेशयोर्वैरेस्त्रीशत्रुः॥३९ अंशेमृगेग्रंथ्यादिरोगी ॥४०॥ ज्ञांगपौत्रीकेपित्तरोगी ॥ ४१ ॥ लग्नपेज्यौत्रीकेआमरोगी ॥४२॥ मंदारेक्षितेंगेश्वासक्षयादिरोगी ॥४३॥ सुखगाकुजेज्यमंदाहृद्रोगी ॥ ४४॥ सूर्येंदूपरस्परनांशगौक्षरोगी४५

ટીકા—પાપગ્રહે જોએલો છઠાનો સ્વામી કેંદરમાં હોય તો શત્રુથી પીડા જાણવી ।। ૩૭ ।। બલ વીનાનો છઠાનો સ્વામી પાપગ્રહે જોએલો અગર પાપગ્રહોની વચે હોય તોપણ તેમજ જાણવું ।।૩૮।। લગનનો સ્વામી અને સાતમાનો સ્વામી એ બંનેને શત્રુતા હોય તો સ્ત્રી શત્રુ જાણવી ।।૩૯।। અંશમાં મકર હોય તો ગાંઠ વીગરેના રોગવાલો જાણવો ।। ૪૦ ।। લગનનો સ્વામી અને બુધ ત્રીકસ્થાનમાં હોય તો પીતના રોગવાલો જાણવો ।।૪૧।। લગનનો સ્વામી અને ગુરૂ ત્રીકસ્થાનમાં હોય તો આમવાયુના રોગવાલો જાણવો ।। ૪૨ ।। મંગળ અને શનીએ જોએલ લગન હોય તો સ્વાસક્ષય વીગરેના રોગવાલો જાણવો ।।૪૩।। મંગળ ગુરૂ અને શની ચોથે હોય તો છાતીના રોગવાલો જાણવો ।। ૪૪।। સુર્ય અને ચંદરમા એક બીજાના રાશી નવમાંસમાં હોય તો ક્ષયના રોગવાલો જાણવો ।। ૪૫ ।।

लग्नेरिपुपेशत्रुहंता ॥ ४६ ॥ रिपुपेसबले शत्रुहंता ॥ ४७ ॥ रिपौशुभेक्षणाधिक्ये वैरिहंता ॥ ४८ ॥

॥ सप्तमभावविचार ॥

कलत्रेकलत्रपदृष्टावाष्टमेऽष्टमपदृष्टाबलाढ्यायावंतोग्रहास्तावंतोविवाहा ॥ ४९ ॥ शुभाःकंटकस्थास्त्रीवित्तपौनिचभगावेकोविवाहः॥ ५०॥ सूर्यारांशेजीवज्ञावपि॥५१ कलत्रेजीवज्ञांशेपि ॥ ५२ ॥

ટીકા—છઠાનો સ્વામી લગનમાં હોય તો શત્રુનો હણનાર જાણવો ॥૪૬॥ છઠાનો સ્વામી બળ પામેલો હોય તોપણ તેમજ જાણવું ॥૪૭॥ છઠે શુભગ્રહોનું વધારે જોયું હોય તોપણ તેમજ જાણવું ॥૪૮॥ સાતમા ભાવનો વિચાર—સાતમે સાતમાના સ્વામીએ જોએલા અને આઠમે આઠમાનાં સ્વામીએ જોએલા બલ પામેલા જેટલા ગ્રહો હોય તેટલા વીવાહ જાણવા ॥૪૯॥ કેંદ્રમાં શુભગ્રહો અને બીજા સાતમાના સ્વામી નીચના રાસીના હોય તો એક વીવાહ જાણવો ॥૫૦॥ સુર્ય અને મંગલનો અંશમાં ગુરૂ અને બુધ હોય તોપણ તેમજ જાણવું ॥ ૫૧ ॥ સાતમામાં ગુરૂ કે બુધનો અંશ હોય તોપણ તેમજ જાણવું ॥ ૫૨ ॥

लग्नेद्युनेऽष्टमपेद्विदारः ॥ ५३ ॥ वित्तपेऽरौक्रुरेद्युनेपि ॥५४॥ दारकारकेक्रुरयुतेवा निचास्तरिपुभांशेपि ॥ ५५ ॥ बहुक्रुरयुतेस्तेपि ॥५६॥ द्युनपदृष्टिहीनाक्रुराद्युनेत्रिदारः॥ ५७ ॥ सबलकवीक्षितेद्युनेबहुदार ॥५८॥ अंशात्कलत्रेमंदेवयोधिकदारः५९ दारकारकेवाकलत्रपेशुभेक्षितयुतेवाशुभांतरगेसुदारः ॥६०॥

ટીકા—આઠમાનો સ્વામી લગનમાં કે સાતમે હોય તો બે સ્ત્રીઓવાળો જાણવો ॥ ૫૩ ॥ બીજાનો સ્વામી છઠામાં અને પાપગ્રહ સાતમે હોય તોપણ તેમજ જાણવું ॥૫૪॥ દારકારક પાપગ્રહયુક્ત અથવા નીચ અસ્ત કે શત્રુના રાશી અંશનો હોય તોપણ તેમજ જાણવું ॥૫૫॥ ઘણા પાપગ્રહોએ યુકત સાતમું હોય તોપણ તેમજ જાણવું ॥ ૫૬ ॥ સાતમાના સ્વામીએ ન જોએલા પાપગ્રહો સાતમે હોય તો ત્રણ સ્ત્રીઓવાળો જાણવો ॥ ૫૭ ॥ બળ પામેલા શુક્રે જોએલું સાતમું હોય તો ઘણીક સ્ત્રીઓવાળો જાણવો ॥ ૫૮ ॥ અંશથી સાતમે શની હોય તો ઉમરે મોટી સ્ત્રીવાળો જાણવો ॥૫૯॥ દારકારક અગર સાતમાનો સ્વામી શુભગ્રહે યુકત કે જોએલ હોય અથવા શુભગ્રહોની વચ્ચે હોય તો સારી સ્ત્રીવાળો જાણવો ॥૬૦॥

स्वभोच्चगेकवौगोपुराद्यंशेपि ॥ ६१ ॥
स्त्रीवीक्षितयुतेस्त्रीकारकेवास्त्रीपेपतिव्रतेशः
६२रिपुरंध्रत्राग्यपाःक्रुरेक्षिता[illegible]रिणीशः
६३दारकारकेवादारेशोनिचत्रांशकुकलत्रः
॥६४॥ द्युनेशुक्रेलग्नेमंदेऋक्षसंधिगेवंध्या
नारीशः ॥ ६५ ॥ चंद्रज्ञार्किभेज्ञनौह्रस्वभ
गेशः ॥ ६६ ॥ द्युनेपेसक्रुरेदीर्घभगेशः
॥ ६७ ॥ सूर्येगेस्तेशनौदारनाशः ॥६८॥

ટીકા—પોતાના ઉચનોશુકર ગોપુરાદિક અંશનો હોય તોપણ તેમજ જાણવું॥૬૧॥સ્ત્રીકારક અથવા સાતમાનો સ્વામી ગુરૂએ યુકત કે જોએલો હોયતો પતીવ્રતા સ્ત્રીવાલો જાણવો ॥૬૨॥ છઠું આઠમું અને નવમું એઓના સ્વામીઓ પાપગ્રહે જોએલા હોય તો છીનાળ સ્ત્રીવાળો જાણવો ॥૬૩॥ દારકારક અથવા સાતમાનો સ્વામી નીચરાશી અંશનો હોય તો નઠારી સ્ત્રીવાળો જાણવો ॥૬૪॥ સાતમે શુકર અને લગનમાં શની ત્રક્ષ સંધીના હોય તો વાંઝણી સ્ત્રીવાળો જાણવો ॥ ૬૫ ॥ ચંદર બુધ અને શનીના રાશીનો શની હોય તો નાના ભગવાળી સ્ત્રીનો સ્વામી જાણવો ॥૬૬॥ સાતમાનો સ્વામી પાપગ્રહ યુકત હોય તો મોટા ભગવાળી સ્ત્રીનો સ્વામી જાણવો ॥૬૭॥ સુર્ય લગનમાં હોય અને સાતમે શની હોય તો સ્ત્રીનો નાશ જાણવો ॥૬૮॥

शनितमावंगेलोकापवादाद्दारत्यागः॥६९
॥ ज्ञशुक्रावस्तेस्त्रीहीनः ॥ ७० ॥ द्युने
कवौव्ययेब्जेस्त्रीहंता ॥ ७१ ॥ अंशेव
णिजेवाणिज्यवान् ॥७२॥ अंशेशुभेवाक
र्केपि ॥ ७३ ॥ कुजज्ञयुतावपि ॥ ७४ ॥
सहजेशेगोपुरसिंहासनाद्यंशेयुद्धकुशलः॥
७५ ॥ सशुभेसहजेशेउच्चेयुद्धाभिलाषी॥
॥७६॥बलाढ्येसहजेशेवैशेषिकांशेपि७७

ટીકા—શની અને રાહુ લગનમાં હોય તો લોકોના અપવાદથી સ્ત્રીનો ત્યાગ જાણવો ॥ ૬૯ ॥ બુધ અને શુકર સાતમે હોય તો સ્ત્રી વીનાનો જાણવો ॥ ૭૦ ॥ સાતમે શુકર અને બારમે ચંદરમા હોય તો સ્ત્રીનો હણનારો જાણવો ॥૭૧॥ અંશમાં તુલા હોય તો વેપારવાળો જાણવો ॥૭૨॥ અંશમાં શુભ ગ્રહ હોય અગર કરક હોય તોપણ તેમજ જાણવું ॥૭૩॥ મંગળ અને બુધ ભેગા હોય તોપણ તેમજ જાણવું ॥૭૪॥ ત્રીજાનો સ્વામી ગોપુર સીંહાસનાદીક અંશનો હોયતો યુદ્ધમાં કુશળ જાણવો ॥૭૫॥ શુભ ગ્રહ સાથે ત્રીજાનો સ્વામી ઊચનો હોયતો યુધની ઇછા વાળો જાણવો ॥૭૬॥ બળ પામેલો ત્રીજાનો સ્વામી વૈશેષીક અંશમાં હોયતો પણ તેમજ જાણવું૭૭

सहजेशेउच्चगारिपयुतेयुद्धेपराजयः॥७८॥
भाग्येशयुतेंबुपेशुभभेसेनापतिः ॥ ७९ ॥
शुक्रारौद्युनखगौव्यभिचारी ॥८०॥ इंदो
र्मानेशुक्रेशुक्रात्मानेशनावपि ॥ ८१ ॥ अं
शाद्धर्मेकेतौमरणांतंपरस्त्रीगामी ॥ ८२ ॥
चंद्रार्कौक्रुरेक्षितयुतौमातृगामी ॥८३ ॥
तुर्येशेक्रुरेक्षितयुतेशुभेक्षणहिनेद्युनपादल्प
बलेलग्नेशेमातृसमानागामी ॥ ८४ ॥

ટીકા—ત્રીજાનો સ્વામી ઊચને પામેલા છઠાના સ્વામી ભેગો હોયતો યુધમાં પરાજય જાણવો ॥૭૮॥ નવમાના સ્વામી સાથે ચોથાનો સ્વામી શુભના રાશિનો હોયતો સેનાપતી જાણવો ॥૭૯॥ શુકર અને મંગળ સાતમે અને દશમે હોયતો વ્યભીચારી જાણવો ॥૮૦॥ ચંદરમાથી દશમે શુકર હોય અને શુકરથી દસમે શની હોય તો પણ તેમજ જાણવું ॥ ૮૧ ॥ અંશથી નવમે કેતુ હોય તો મરતાં સુધી પરસ્ત્રી ગામી જાણવો ॥૮૨॥ સૂર્ય અને ચંદરમા પાપગ્રહે યુકત કે જોયેલા હોયતો માતૃગામી જાણવો ॥૮૩॥ ચોથાનો સ્વામી પાપગ્રહે યુકત કે જોયેલો અને શુભગ્રહે ન જોયેલો હોય તેમજ સાતના સ્વામીથી ઓછા બળવાળો લગનનો સ્વામી હોયતો માતુતરીકની સ્ત્રી સાથે ભ્રષ્ટ જાણવો ॥૮૪॥

तूर्येसक्रुरेंबुपेक्रुरेक्षितेऽन्गगनीगामी ॥८५॥ द्युनेर्केवंध्यागामी ॥८६॥ कलत्रेकुजेरजस्वलागामी॥ ८७ ॥ लग्नेसक्रुरेभृगोगुरुकलत्रगामी ॥ ८८ ॥ भाग्येब्जेवयोधिकदारगामी ॥८९॥ षष्टांगपौसक्रुरौव्यभिचारी ॥ ९० ॥ सक्रुरेक्षणेंदावस्तेपि ॥ ९१ ॥ सक्रुरेद्युनेशेपि ॥९२॥ चंद्रकुजशनियोगेदंपतीजारौ ॥ ९३ ॥ द्युनस्थेबुधेव्यभिचारी ॥९४॥

ટીકા—ચોથાનો સ્વામી પાપગ્રહે જોયેલો પાપગ્રહ સાથે ચોથે હોયતો બેહેન સાથે ભ્રષ્ટ થએલો જાણવો॥૮૫॥સાતમે સૂર્ય હોય તો વંધ્યાગામી જાણવો ॥૮૬॥ સાતમે મંગળ હોયતો રજસ્વળાગામી જાણવો ॥૮૭॥ લગનમાં પાપગ્રહની સાથે શુકર હોય તો ગુરૂ સ્ત્રી ગામી જાણવો ॥૮૮॥ નવમે ચંદરમા હોયતો પોતાથી મોટી ઊંમરની સ્ત્રી સાથે ભ્રષ્ટ જાણવો ॥ ૮૯ ॥ લગન અને છડાના સ્વામી પાપગ્રહ યુકત હોય તો વ્યભીચારી જાણવો ॥૯૦॥ પાપગ્રહે જોયેલો ચંદરમા સાતમે હોય તો પણ તેમજ જાણવું ॥૯૧॥ સાતમાનો સ્વામી પાપગ્રહ યુકત હોય તોપણ તેમજ જાણવું ॥૯૨॥ ચંદર મંગળ અને સનીનો યોગ હોયતો સ્ત્રી પુરૂષ બન્ને જાર જાણવાં ॥૯૩॥ સાતમે બુધ હોય તો વ્યભીચારી જાણવો ॥૯૪॥

वितारिद्युनगौसक्रुरौजीवभृगावपि ॥ ९५ ॥ लग्नेशेसक्रुरेपि ॥ ९६ ॥ लग्नपेलग्ने जारोवाद्विदारः॥ ९७ ॥ केंद्रचतुष्टयेक्रुरे क्षितयुतेपशुगामी ९८॥ सक्रुरगुलिकश नावपि॥९९॥तुर्येकुजेद्युनेतमेपि॥५००॥ क्रुरयुतेकंटकत्रयेपशुवत्मैथुनशीलः॥ १ ॥

॥ अष्टम भाव विचारः ॥

तमेंगेरिपुरंध्रेब्जेपापेक्षितेसद्योमृतिः॥२॥

ટીકા—બીજે છઠે અને સાતમે પાપગ્રહે યુકત ગુરૂ સુકર હોય તો પણ તેમજ જાણવું ॥૯૫॥ લગનનો સ્વામી પાપગ્રહ યુકત હોય તો પણ તેમજ જાણવું ॥૯૬॥ લગનનો સ્વામી લગનમાં હોય તો જાર ઈયા બે બાઇડીયો વાળો જાણવો ॥૯૭॥ ચારે કેંદર પાપગ્રહે યુકત કે જોયેલાં હોય તો પશુ ગામી જાણવો ॥૯૮॥ પાપગ્રહ અને ગુલી કે યુકત શની હોય તોપણ તેમજ જાણવું ॥૯૯॥ ચોથે મંગળ હોય અને સાતમે રાહુ હોય તો પણ તેમ જાણવું ॥૫૦૦॥ ત્રણ કેંદર પાપગ્રહે યુકત હોયતો પશુની માફક મૈથુન કરવાના સ્વભાવ વાળો જાણવો ॥ ૧ ॥ આઠમા ભાવનો વીચાર ॥ લગનમાં રાહુ હોય અને છઠે કે આઠમે પાપ ગ્રહે જોયેલો ચંદરમા હોયતો તરત મૃત્યુ કરનારો જાણવો ॥ ૨ ॥

रविज्ञेयमेयमज्ञेरवौद्वादशाष्टेमृतिः ॥ ३॥ सूर्यारयमारिपुरंध्रेसद्योमृतिः ॥ ४ ॥ कुरदृष्टौसूर्यतमावंशेसर्पात्मृतिः ॥ ५ ॥ मानेकुजेज्पौसूर्यैस्तेश्वदंशनात्मृत्युः ॥ ६ ॥ लग्नपयुतेर्केयमभेविद्युत्पातात्मृतिः ॥ ७ ॥ भाग्यपेंगेतिर्थेमृतिः ॥ ८ ॥ रंध्रेशनावंत्येकुजेकुमृतिः ॥ ९ ॥ लग्नेशन्यारौरंध्रेब्जेशस्त्रात्मृत्युः ॥१०॥

ટીકા—સૂર્યના રાશિમાં શની હોય અને શનીના રાશિમાં સૂર્ય હોય તો બારમે વરશે મૃત્યુ જાણવું ॥ ३ ॥ સૂર્ય મંગળ અને શની છઠે કે આઠમે હોય તોપણ તેમજ જાણવું ॥ ૪ ॥ અંશમાં પાપ ગ્રહે જોયેલ સૂર્ય અને રાહુ હોય તો સરપથી મૃત્યુ જાણવું ॥ ૫ ॥ મંગળ અને ગુરૂ દશમે અને સૂર્ય સાતમે હોયતો કુતરાના કરડવાથી મૃત્યુ જાણવું ॥ ૬ ॥ લગનના સ્વામીએ યુકત સૂર્ય શનીના રાશિમાં હોયતો વીજળી પડવાથી મૃત્યુ જાણવું ॥ ૭ ॥ નવમાનો સ્વામી લગનમાં હોયતો તીર્થમાં મૃત્યુ જાણવું ॥ ૮ ॥ આઠમે શની અને બારમે મંગળ હોય તો ખરાબ મૃત્યુ જાણવું ॥ ૯ ॥ લગનમાં મંગળ શની હોય અને આઠમે ચંદરમા હોય તો શસ્રથી મૃત્યુ જાણવું ॥ ૧૦ ॥

कुजज्ञौमृतौबंधनगृहेमृतिः ॥ ११ शनि वक्रौरंध्रेउर्ध्वबंधनतोमृतिः ॥ १२ ॥ तम शिखीयुतावंगार्थेशौत्रिकेपि ॥ १३ ॥ कु रारीक्षणहिनेशुभेमृतौयुद्धेमृतिः ॥१४॥ सूर्याब्जावंगनायांक्रुरेक्षितौस्वजनतोमृतीः ॥ १५ ॥ वक्रनेब्जेक्रुरांतरगेशस्त्रतोवा ग्नितोमृतीः ॥ १६ ॥ सूर्येमानेवक्रेतुर्येय। नपातात्मृतिः ॥ १७॥

ટીકા—મંગળ અને બુધ આઠમે હોય તો કેદખાનામાં મૃત્યુ જાણવું ॥ ૧૧ ॥ શની અને મંગળ આઠમે હોય તો ગળે ફાંસા વીગરેથી મૃત્યુ પામે ॥ ૧૨ ॥ લગન અને બીજાના સ્વામી રાહુ અને કેતુ સાથે ત્રીકસ્થાનમાં હોયતો પણ તેમજ જાણવું ॥ ૧૩ ॥ પાપ અને શત્રુ ગ્રહે ન જોએલો શુભ ગ્રહ આઠમે હોય તો યુધમાં મૃત્યુ જાણવું ॥ ૧૪ ॥ કન્યા રાશિમાં સૂર્ય ચંદર પાપ ગ્રહે જોએલા હોય તો પોતાના માણસથી મૃત્યુ જાણવું ॥ ૧૫ ॥ મંગળના રાશિનો ચંદર મા પાપ ગ્રહોનિ વચે હોય તો શસ્ત્રથી અગર અગનીથી મૃત્યુ જાણવું ॥ ૧૬ ॥ સૂર્ય દશમે અને મંગળ ચોથે હોય તો વાહનથી પડવાથી મૃત્યુ જાણવું ॥૧૭॥

लग्नेर्केभृगावजेद्युनेसक्रुरेचंद्रेस्त्रीतोमृतिः ॥
१८ उन्नयोदयगावर्केदूजलेमृतिः ॥ १९
॥ षष्टेऽष्टमेवाऽब्जाजाऽब्जौविषतोमृतिः ॥
२० ॥ रंध्रेक्षिणेब्जेजलेमृतिः ॥ २१ ॥ नि
चास्तरिपुहिनबलेसुखपेजलन्नेसुखारिस्थे
पि ॥ २२ ॥ क्रुरेंबुपेऽबलेंबावपि ॥२३॥
अंशतोव्ययेऽजेधनुषिशुन्नेब्रह्मसायुज्पं ॥
२४॥मृतिपेसुखेशुन्नयुतेवानिद्रितेपि॥२५॥

ટીકા-લગનમાં સૂર્ય મેશનો શુકર અને સાતમે પાપગ્રહ યુક્ત ચંદરમા હોયતો સ્રીથી મૃત્યુ જાણવું ॥ ૧૮ ॥ ઉભયોદય રાસીમાં સૂર્ય ચંદર હોય તો પાણીથી મૃત્યુ જાણવું ॥ ૧૯ ॥ છઠે આઠમે ચંદર બુધ હોય તો ઝેરથી મૃત્યુ જાણવું ॥ ૨૦ ॥ ક્ષીણ ચંદરમા આઠમે હોય તો પાણીમાં મૃત્યુ જાણવું ॥૨૧॥ જળચર રાશીનો ચોથાનો સ્વામી નીચનો અસતનો કે શત્રુના રાશીનો કે હીન બલી હઇને ચોથે કે છઠે હોય તો પણ તેમજ જાણવું ॥૨૨॥ બળ વીનાનો ચોથાનો સ્વામી ચોથામાં હોય તો પણ તેમજ જાણવું ॥૨૩॥ અંશથી બારમે મેષ કે ધનનો શુભ ગ્રહ હોયતો બ્રહ્મ સાથે એકતા પામે ॥૨૪॥ આઠમાનો સ્વામી ચોથે શુભ ગ્રહ યુક્ત અથવા નીદરે અવસ્થાનો હોય તો પણ તેમજ જાણવું ॥૨૫॥

मृतावर्कारौमस्तकच्छेदः ॥ २६ ॥ शुभेक्षणहीनावंत्यवित्तगौक्रुरावल्पायुः ॥ २७ ॥ शुभदृष्टिहीनेलग्नपेऽबलेकंटकेक्रुरेपि ॥ २८ ॥ क्रुरेक्षितौवास्मक्रुरावार्किमृतिपौक्रुरषष्ट्यंशेपि ॥ २९ ॥ क्रुरेऽबलेलग्नपेत्रिकगेपि ॥ ३० ॥ मृतावंगपेपि ॥३१॥ रिपाविज्यपेमृताविंदौकुजार्कौलग्नेपि ॥३२॥ भाग्येवित्तपेशुक्रेज्यावायेशनावस्तेपि।३३।

ટીકા-સૂર્ય અને મંગળ આઠમે હોયતો માથાનું કપાવું જાણવું ॥૨૬॥ બીજે અને બારમે શુભ ગ્રહે જોયેલા પાપગ્રહ હોયતો અલ્પ આયુષવાળો જાણવો ॥૨૭॥ બળ વીનાનો લગનનો સ્વામી શુભ ગ્રહે ન જોયેલો હોય તો અને કેંદ્રમાં પાપગ્રહ હોય તો પણ તેમજ જાણવું ॥ ૨૮ ॥ પાપગ્રહે યુક્ત કે જોયેલ શની અને આઠમાનો સ્વામી પાપગ્રહના શષ્ટી અંશમાં હોય તો પણ તેમજ જાણવું ॥૨૯॥ પાપગ્રહ લગનનો સ્વામી બળ વીનાનો ત્રીકસ્થાનમાં હોય તો પણ તેમ સમજવું ॥૩૦॥ લગનનો સ્વામી આઠમે હોય તો પણ તેમજ સમજવું ॥૩૧॥ ગુરૂ છઠે લગનમાં સૂર્ય અને મંગળ આઠમે ચંદરમા હોય તો પણ તેમજ જાણવું ॥૩૨॥ બીજાનો સ્વામી નવમે ગુરૂ શુકર અગીયારમે શની સાતમે હોય તો પણ તેમજ જાણવું ॥૩૩॥

तनुमृतिपावंत्यरिपुगावपि ॥ ३४ ॥ आपोक्लीमगाक्रुराश्च ॥ ३५ ॥ सक्रुरेमृतिपेंत्ययेपि ॥ ३६ ॥ सबलेर्कजेवाक्रुरेषष्टमेकंटककोणमध्यमायुः ॥ ३७ ॥ सोत्थसुखपणफरस्थाक्रुराश्च ॥ ३८ ॥ इंदावात्मजेकोणेजविमानेकुजेदीर्घायुः ॥ ३९ ॥ मृतिपेस्वभेपि ॥ ४० ॥ लग्नाष्टमास्यदृपाकोणायकंटकगाश्च ॥ ४१ ॥

ટીકા લગનનો અને આઠમાનો સ્વામી બારમે અને છઠે હોય તો પણ તેમજ જાણવું ॥૩૪॥ પાપગ્રહો આપો ક્લીબસ્થાનમાં હોય તો પણ તેમજ જાણવું ॥૩૫॥ પાપગ્રહ સાથે આઠમાનો સ્વામી બારમે હોય તો પણ તેમજ જાણવું ॥૩૬॥ બળ પામેલો શની અથવા પાપગ્રહ છઠે કે આઠમે હોય અને શુભ ગ્રહ પાંચમે કે કેંદરમાં હોય તો મધ્યમ આયુષ જાણવું ॥૩૭॥ ત્રીજે ચોથે કે પણ ફરસ્થાનમાં પાપગ્રહો હોય તો પણ તેમજ જાણવું ॥૩૮॥ પાંચમે ચંદરમા અને ગુરૂ હોય, દશમે મંગળ હોય તો દીર્ઘ આયુષવાળો જાણવો ॥૩૯॥ આઠમાનો સ્વામી પોતાના રાશિનો હોય તો પણ તેમજ જાણવું ॥૪૦॥ લગન આઠમું અને દશમું એઓના સ્વામી પાંચમું અગીઆરમું અને કેંદર એઓસ્થાનમાં હોય તો પણ તેમજ જાણવું ॥૪૧॥

लग्नाष्टमेशावष्टमेलाभेवापि ॥४२॥ षष्टा
स्ताष्टमेशुभाख्य.रिलाभेकुराश्च ॥ ४३ ॥
लग्नाष्टमेशेकवीज्येक्षितेपि ॥ ४४ ॥ को
णकंटकेशुभाःपारावतांशेकुराश्च ॥४५॥
साब्जेकुरे मृतिपेकेंद्रेवात्रिकोणेकुरैर्दृष्टेत्रय
स्त्रिंशद्वर्षायुः ॥४६॥ पापांतः स्थेगेंगपे
युग्मस्थेषष्टेजीवेसप्त.त्रिंशद्वर्षायुः ॥४७॥
सारेमृतिपेस्थिरेगेद्विवेदवर्षायुः ॥ ४८ ॥

ટીકા-લગનનો અને આઠમાનો સ્વામી આઠમે અને અગીયારમે હોય તો પણ તેમજ જાણવું ॥૪૨॥ છઠા સાતમા અને આઠમામાં સુભ ગ્રહો હોય અને ત્રીજા છઠા અને અગીયારમામાં પાપગ્રહો હોય તો પણ તેમજ જાણવું ॥૪૩॥ લગન અને આઠમાનો સ્વામી ગુરૂ સુકરે જોયેલો હોય તો પણ તેમજ જાણવું ॥૪૪॥ પાંચમે અને કેંદરમાં શુભ ગ્રહો હોય અને પારાવત અંશમાં પાપગ્રહો હોય તો પણ તેમજ જાણવું ॥૪૫॥ આઠમાનો સ્વામી પાપગ્રહ ચંદરમા સાથે કેંદરમાં કે ત્રીકોણમાં પાપગ્રહોયે જોયલ હોયતો તેત્રીસ વરસનું આયુષ જાણવું ॥૪૬॥ પાપગ્રહોની વચ્ચે લગન હોય લગનનો સ્વામી સમરાશીનો હોય છઠે ગુરૂ હોયતો સાડત્રીશ વરસનું આયુષ સમજવું ॥૪॥ સ્થિર લગનમાં મંગળ સાથે આઠમાનો સ્વામી હોયતો બેંતાળીશ વરસનું આયુષ જાણવું ॥૪૮॥

स्वोच्चेकुजेंगेगुरावस्तेखेमंदेवेदाब्धिवर्षायुः ॥ ४९ ॥ पूर्णेंदौमेषस्थेंगेपापापापदृष्टिहीनयुतेनगाब्धिवर्षायुः ॥ ५० ॥ धनुषिलग्नेजीवेमृतावारेनगेषुवर्षायुः ॥५१॥ चंद्रज्ञजीवेक्षितेशुक्रेलग्नेवाखेषष्टिवर्षायुः ॥ ५२ ॥ सेंद्वर्कोखेशनावंगेसुखेजीवेऽष्टषष्टिवर्षायुः ॥ ५३ ॥ कोणेकुजेनिचेशनावस्तेर्केसप्ततिवर्षायुः ॥ ५४ ॥

ટીકા-લગનમાં ઉચનો મંગળ હોય, સાતમે ગુરૂ અને દશમે શની હોયતો ચુંમાળીશ વરસનું આયુષ જાણવું॥૪૯॥લગનમાં મેશનો પુરણ ચંદરમા શુભગ્રહે જોયેલો અને પાપગ્રહે ન જોયેલ હોયતો સડતાળીશ વરસનું આયુષ જાણવું ॥૫૦॥ ધન લગનમાં ગુરૂ હોય અને આઠમે મંગળ હોય તો સતાવન વરસનું આયુષ જાણવું ॥૫૧॥ લગનમાં અથવા દશમે શુકર ચંદરમા બુધ અને ગુરૂએ જોએલ હોયતો સાઠ વરસનું આયુષ જાણવું ॥૫૨॥ દશમે સૂર્ય ચંદ્ર હોય શની લગનમાં હોય ગુરૂ ચોથે હોય તો અડસઠ વરસનું આયુષ જાણવું ॥૫૩॥ પાંચમે મંગળ અને નીચનો સની અને સાતમે સૂર્ય હોય તો સીત્તેર વરસનું આયુષ જાણવું ॥૫૪॥

लग्नास्तांत्तरेशुभाबलाढ्यापरार्द्धेपापार
शितिवर्षायुः॥५५॥ शुभाःकेंद्रस्थाक्रुरारं
ध्रान्यगाश्चंद्रेरिगेषडशितिवर्षायुः ॥५६॥
केंद्रकोणान्यगाक्रुराःलग्नपात्केंद्रेजीवेशत
वर्षायुः ॥ ५७ ॥ सेज्येशुक्रेसुखेसाब्जेमं
देंगेखेपापहीनेपरमायुः ॥ ५८ ॥ मीनां
त्यनवांशेंगेवृषज्ञेषुवर्गकलायांज्ञेपरमायुः
॥ ५९ ॥

ટીકા—બળ પામેલા શુભગ્રહો લગન અને સાતમાની વચ્ચે હોય અને સાતમેથી બારમા વચ્ચે પાપગ્રહ હોયતો એંશી વરસનું આયુષ જાણવું ॥૫૫॥ શુભગ્રહો કેંદરમાં હોય અને આઠમા વીના ગમે ત્યાં પાપગ્રહો હોય અને છઠે ચંદ્રમા હોય તો છાશીવરસનું આયુષ જાણવું ॥૫૬॥ પાંચમું અને કેંદર વીના બીજે પાપગ્રહો હોય અને લગનના સ્વામીથી કેંદરમાં ગુરૂ હોય તો સો વરસનું આયુષ જાણવું ॥૫૭॥ ગુરૂ સુકર ચોથે અને શની ચંદર લગનમાં તેમજ પાપગ્રહ વીનાનું દશમું ભુવન હોયતો પરમે આયુષ જાણવું ॥૫૮॥ લગન મીનના છેલા નવમાંશામાં હોય અને વૃષભ રાશીની પચીસ કળામાં બુધ હોય તો પણ પરમ આયુષ જાણવું ॥૫૯॥

सेज्येसिंहेगेकर्कगेशुक्रेऽर्थगेज्ञेसहस्त्रवर्षायुः ॥ ६० ॥ केंद्रगौशुक्रज्ञौशशीज्पावंगेत्र्यरिलाग्नगैशेषैरामितायुः ॥६१॥ कर्कैगेवर्गोत्तमेकेंद्रेजीवेद्युनेज्ञौमेशुक्रेसिंहासनांशेपि ॥ ६२ ॥ नवमभावविचारः ॥ अंशेजीवकेतूइश्वरभक्तः ॥ ६३ ॥ अंशेकेत्वर्कावपि ॥६४॥ मानपेगोपुरांशेतडागादिकर्ता ॥ ६५ ॥ अंशकुंभेपि ॥६६॥

ટીકા—સિંહ લગનમાં ગુરૂ હોય કરકનો સુકર હોય અને બુધ બીજાનો હોયતો હજાર વરસનું આયુષ જાણવું॥૬૦॥બુધ અને સુકર કેંદરમાં હોય ચંદરમા અને ગુરૂ લગનમાં હોય ત્રીજે છઠે કે અગીયારમે બાકીના ગ્રહો હોયતો અમીત વરસનું આયુષ જાણવું ॥૬૧॥ લગનમાં કરકનો વર્ગોતમી ગ્રહ હોય કેંદરમા ગુરૂ હોય સાતમે મંગળ હોય અને સુકર સીંહાસન અંશમાં હોય તો પણ અમીત વરસનું આયુષ જાણવું ॥૬૨॥ નવમા ભાવનો વીચાર ॥ અંશમાં ગુરૂ અને કેતુ હોયતો પરમેશ્વરનો ભગત જાણવો ॥૬૩॥અંશમાં સૂર્ય અને કેતુ હોય તોપણ તેમજ જાણવું॥૬૪॥ દશમાનો સ્વામી ગોપુરાંશમાં હોયતો તળાવ કુવા વીગરે નવાંણોનો કરાવનાર જાણવો ॥૬૫॥ અંશમાં કુંભ હોય તોપણ તેમજ જાણવું ॥૬૬॥

खेशयुतेक्षितेर्थेपेलाभ्नेभाग्यवान् ॥ ६७ ॥ स्थिरलग्नांगपौस्थिरग्रहेक्षितौस्वदेशेभ्नाग्योदयः ॥ ६८ ॥ चरलग्नांगपौचरग्रहेक्षितौप्रदेशेभ्नाग्योदयः ॥ ६९ ॥ अन्यथासर्वत्रभ्नाग्योदयः ॥ ७० ॥ द्युनेवोपचयेभृगौविवाहानंतरंभ्नाग्योदयः ॥ ७१ ॥ जायेशेस्तोपचयस्थेपि ॥ ७२ ॥ शुक्रजीवेक्षितयुतेभ्नाग्येभाग्यवान्॥७३॥

ટીકા—બીજાનો સ્વામી દશમાના સ્વામીએ યુક્ત કે જોયેલો અગીયારમે હોય તો ભાગ્યશાળી જાણવો ॥ ૬૭ ॥ સ્થિર લગન અને એનો સ્વામી સ્થિર ગ્રહે જોએલ હોયતો પોતાના દેશમાં ભાગ્યનો ઉદય જાણવો ॥ ૬૮ ॥ ચર લગન અને એનો સ્વામી ચર ગ્રહે જોએલ હોય તો પરદેશમાં ભાગ્યનો ઉદય જાણવો ॥ ૬૯ ॥ ઉપર કહ્યાથી બીજી રીતે હોય તો સરવ ઠેકાણે ભાગ્યનો ઉદય જાણવો ॥૭૦॥ સાતમે અગર ઉપચયસ્થાનમાં શુકર હોય તો પરણ્યા પછી ભાગ્યનો ઉદય જાણવો ॥૭૧॥ સાતમા ભુવનનો સ્વામી સાતમે અથવા ઉપચયમાં હોય તો પણ તેમજ જાણવું ॥૭૨॥ નવમું ગુરુ શુકરે યુક્ત કે જોયેલું હોય તો ભાગ્યશાળી જાણવો ॥૭૩॥

न्भाग्येशेशुक्रेज्येक्षितयुतेपि ॥ ७४ ॥ वित्तांगपौकोणेपि ॥ ७५ ॥ अंगपेधर्मेधर्मपेंगेपि॥७६॥ भाग्यलाभेशयुतावपि॥७७॥ मृतिगेबुधेशुभेक्षितेबहुतिर्थकर्ता ॥७८॥ भाग्यखेशयुतावपि ॥ ७९ ॥ अर्थपेज्यशुक्रास्तुंगेपि ॥ ८० ॥ लग्नेचंद्रकुजावस्तेशनौपापी ॥ ८१ ॥ सकुजेलग्नपेसक्रुरेचंद्रेरिपावपि ॥ ८२ ॥

ટીકા—નવમાનો સ્વામી ગુરૂ શુકરે યુકત કે જોયેલો હોય તો પણ તેમજ જાણવું ॥ ૭૪ ॥ લગનનો અને બીજાનો સ્વામી પાંચમે હોય તો પણ તેમજ જાણવું ॥૭૫॥ લગનનો સ્વામી નવમે અને નવમાનો સ્વામી લગનમાં હોય તો પણ તેમ જાણવું ॥ ૭૬ ॥ નવમા અને અગીયારમાના સ્વામીનો યોગ થતો હોય તો પણ તેમજ જાણવું ॥ ૭૭ ॥ આઠમે બુધ શુભગ્રહે જોએલો હોય તો ઘણાં તીરથનો કરનારો જાણવો ॥૭૮॥ નવમાનો અને દશમાનો સ્વામી સાથે હોય તો પણ તેમજ જાણવું ॥૭૯॥ બીજાનો સ્વામી ગુરૂ અને શુકર ઉચના હોય તો પણ તેમજ જાણવું ॥૮૦॥ લગનમાં ચંદર અને મંગળ હોય સાતમે શની હોય તો પાપી જાણવો ॥૮૧॥ લગનનો સ્વામી મંગળ સાથે હોય અને પાપાગ્રહ યુકત ચંદરમા છઠે હોય તો પણ તેમજ જાણવું ॥૮૨॥

म्तिपेन्नाग्येपि ॥ ८३ ॥ सूर्यारयोगेपि ॥ ८४ ॥ सुखेवासुखेशेक्रुरेक्षितयुतेवाक्रुरांतरेपि ॥ ८५ ॥ सुखगैपापैसुखेशेसगुलिकेपि ॥ ८६ ॥ धर्मगैपापैरपि ॥८७॥ न्नाग्येशेपापेक्षितयुतेवाक्रुरांतरस्थेपि ॥ ८८ ॥ शनितमौन्नाग्येगुलीकेक्षितावातिपापी ॥ ८९ ॥ सतमेञ्जेसक्रुरेज्येक्षितेपि ॥९०॥ सगुलीकेशनावंत्येगुप्तपापी॥९१॥

ટીકા-આઠમાનો સ્વામી નવમે હોય તો પણ તેમજ જાણવું ॥૮૩॥સૂર્ય અને મંગળનો યોગ હોય તોપણ તેમજ જાણવું॥૮૪॥ ચોથું અગર ચોથાનો સ્વામી પાપગ્રહે યુક્ત કે જોએલ હોય ઇયા પાપગ્રહોની વચ્ચે હોય તોપણ તેમજ જાણવું॥૮૫॥ચોથે પાપગ્રહો હોય અને ચોથાનો સ્વામી ગુલીક જોડે હોય તોપણ તેમજ જાણવું॥૮૬॥ નવમે પાપગ્રહો હોય તોપણ તેમજ જાણવું॥૮૭॥ નવમાનો સ્વામી પાપગ્રહે યુક્ત કે જોયેલો અગર પાપગ્રહની વચ્ચે હોય તોપણ તેમજ જાણવું ॥૮૮॥ ગુલી કે જોયેલા શની અને મંગળ નવમે હોય તો અતી પાપી જાણવો. ॥૮૯॥ રાહુ યુક્ત ચંદરમા પાપગ્રહ યુક્ત ગુરૂયે જોયેલો હોય તોપણ તેમજ જાણવું ॥૯૦॥ ગુલીક યુક્ત શનિ બારમે હોય તો ગુપ્ત પાપી જાણવો ॥૯૧॥

यमेक्षितावर्काब्जावस्तेपि ॥ ९२ ॥ क्षीणें दुकुजयोगेपि॥९३॥ सक्रूरौगुलीकार्थपाव पि ॥ ९४ ॥ शुक्रज्ञौतुर्येपुण्यवान् ॥९५॥ शुभांतरेतुर्येपि ॥ ९६ ॥ शुक्रेगोपुराद्यं शेपि ॥ ९७ ॥ जीवेसिंहासनाद्यंशेपि ॥ ९८ ॥ शुभेक्षणाधिक्येभाग्येपि ॥ ९९ ॥ भाग्येसूर्येभोजनेपि ॥ ६०० ॥ भाग्येशे शुभेक्षितयुतेपि ॥ १ ॥

ટીકા—શનીએ જોયેલા સૂર્ય ચંદર સાતમે હોય તો પણ તેમજ જાણવું ॥૯૨॥ ક્ષીણચંદરમા અને મંગળનો યોગ હોય તોપણ તેમજ જાણવું ॥૯૩॥ પાપગ્રહે યુક્ત બીજાનો સ્વામી અને ગુલીક હોય તોપણ તેમજ જાણવું ॥૯૪॥ બુધ સુક્ર ચોથે હોય તો પુન્યવાળો જાણવો ॥૯૫॥ શુભ ગ્રહોની વચે ચોથું હોય તોપણ તેમજ જાણવું ॥૯૬॥ સુકર ગોપુરાદીક અંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૯૭ ॥ ગુરૂ સીંહાસનાદીક અંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૯૮ ॥ વધારે શુભગ્રહે જોયેલું નવમું હોય તોપણ તેમજ જાણવું ॥૯૯॥ ભોજન અવસ્થાનો સૂર્ય નવમે હોય તોપણ તેમજ જાણવું ॥ ૬૦૦ ॥ શુભગ્રહે યુક્ત કે જોએલો નવમાનો સ્વામી હોય તોપણ તેમજ જાણવું ॥૧॥

# दशमभावविचारः ॥

मानपेकोणेंबुपेखेसुतेशेक्षितेराजाधिराजः ॥ २ ॥ स्वोच्चस्थाषट्खगाश्च ॥ ३ ॥ ज्ञा ग्यकोणेशावंगेशयुतौऽयस्तकेंद्रेपि ॥ ४ ॥ इंदोसहजेसूर्ययमौसुखेशुक्रज्ञावायेगुराव पि ॥ ५ ॥ मेषेसूर्येज्पावारेमानेचंद्रज्ञशु क्राभाग्येपि ॥ ६ ॥ अगनांगेज्ञेमीनेगुरा वायेशनौसूर्यारौबलाढ्यावपि ॥ ७ ॥ ज्ञौ मेतुंगेभाग्येशनौज्ञगुरुकवयः सुतेपि ॥८॥

ટીકા-દશમા ભાવનો વીચાર ॥ દશમાનો સ્વામી પાંચમે અને ચોથાનો સ્વામી દશમે પાંચમાના સ્વામીએ જોયેલ હોય તો રાજાધીરાજ જાણવો ॥૨॥ પોતાના ઊચના ૭ ગ્રહો હોય તોપણ તેમજ જાણવું ॥ ૩ ॥ લગનના સ્વામી એ યુક્ત પાંચમાનો અને નવમાનો સ્વામી સાતમા વીનાના કેંદરમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૪ ॥ ચંદરમાથી ત્રીજે સૂર્ય શની અને ચોથે બુધ સુકર અને અગીયારમે ગુરૂ હોય તોપણ તેમજ જાણવું ॥૫॥ મેશના સૂર્ય ગુરૂ દશમે મંગળ અને રવી બુધ સુકર નવમે હોય તોપણ તેમજ જાણવું ॥૬॥ કન્યા લગનમાં બુધ મીનનો ગુરૂ અગીયારમે શની અને સૂર્ય મંગળ બળ પામેલા હોય તોપણ તેમજ જાણવું ॥૭॥ ઉચનો મંગળ નવમે શની અને બુધ ગુરૂ સુકર પાંચમે હોય તોપણ તેમજ જાણવું૮

सकलाश्चरभेष्वपि ॥ ९ ॥ सहजेयमेऽ
रावारेमानेकवावंकेस्वोच्चेर्केपि ॥ १० ॥
बलाढ्येपुत्रपेधर्मसुखपयोगेकंटकेपि ॥
११ ॥ देवलोकेमानपेन्नाग्यार्थपोपारा
वतेगोपुरेलाभेशेपि ॥ १२ ॥ सक
लाः वृषांगनालिन्नषेष्वपि ॥ १३ ॥ स
घटार्ककुजज्ञेज्पभेषुसकलेष्वपि ॥ १४ ॥
स्वन्नगैः सप्तग्रहैर्नृपति ॥ १५ ॥ सप्त
मित्रन्नगैश्च ॥ १६ ॥

ટીકા—-તમામ ગ્રહો ચર રાશીના હોય તોપણ તેમજ જાણવું ॥૯॥ ત્રીજે શની છઠે મંગળ દશમે સુકર અને નવમે ઊચનો સૂર્ય હોય તોપણ તેમજ જાણવું ॥૧૦॥ પાંચમાનો સ્વામી બળ પામેલો હોય અને કેંદરમાં નવમાના અને દશમાના સ્વામીનો યોગ હોય તોપણ તેમજ જાણવું॥૧૧॥ દશમાનો સ્વામી દેવ-લોક અંશનો હોય બીજાનો અને નવમાનો સ્વામી પારાવત અંશનો હોય અગીઆરમાનો સ્વામી ગોપુરાંશનો હોય તોપણ તેમજ જાણવું૧૨ વરખ કન્યાવૃશચીક અનેમિનરાશિમાં તમામ ગ્રહો હોય તોપણ તેમજ જાણવું॥૧૩॥કુંભ સુકર રવી મંગળ બુધ અને ગુરૂના રાશીમાં તમામ ગ્રહો હોય તોપણ તેમજ જાણવું ॥૧૪॥ પોતાના ઉચના સાત ગ્રહો હોયતો રાજા જાણવો ॥૧૫॥ સાત ગ્રહો મીત્રના રાશિના હોય તોપણ તેમજ જાણવું ॥૧૬॥

तनोश्चंद्राद्धांकखेशावन्योन्यगावपि॥१७॥
स्वतुंगगेष्वशुभेक्रुरोभुपः ॥ १८ ॥ तुं
गगैपंचादिभिर्नृपति ॥ १९ ॥ स्वोच्चगा
सूर्यारजीवयमाश्चंद्रेवांगगेपि ॥२०॥ मेषे
र्कैलग्नेकीटेब्जेपि ॥ २१ ॥ कीटेलग्नेजीवें
द्वपि ॥ २२ तुलेलग्नेशनौकीटेचंद्रेपि ॥
२३ ॥ नक्रेलग्नेकुजेकीटेचंद्रेपि ॥ २४ ॥
इंदौवर्गोत्तमेखगचतुष्टयादीक्षितेपि॥२५॥

ટીકા—લગનથી અથવા ચંદરમાથી નવમાનો અને દશમાનો સ્વામી એક બીજામાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૧૭॥ પાપગ્રહો ઉચના હોય તો ક્રુર સ્વભાવનો રાજા જાણવો ॥ ૧૮ ॥ પાંચ વગરે ગ્રહો ઊચના હોયતો રાજા જાણવો ॥ ૧૯ ॥ ચંદરમા લગનમાં અને રવી મંગળ ગુરૂ શની ઊચમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૨૦ ॥ મેશનો રવી અને કરકનો ચંદરમા લગનમાં હોય તોપણ તેમજ જાણવું ॥૨૧॥ કરક લગનમાં ચંદરમા ગુરૂ હોય તોપણ તેમજ જાણવું ॥૨૨॥ તુલા લગનમાં શની અને ચંદરમા કરકનો હોય તોપણ તેરજ જાણવું ॥૨૩॥ મકર લગનમાં મંગળ હોય અને કરકનો ચંદરમા હોય તોપણ તેમજ જાણવું ॥૨૪॥ વ-ર્ગોતમી ચંદરમા ચાર આદીક ગ્રહોએ જોએલો હોય તોપણ તેમજ જાણવું ॥૨૫॥

लग्नेशनौनक्रेकुजेधनुषिसूर्येंद्वपि ॥ २६ ॥
नक्रेलग्नेकुजचंद्रौधनुषिसूर्येपि ॥ २७ ॥
लग्नेर्केस्तेमंदेदूधनुषिगुरावपि ॥ २८ ॥
स्वोच्चेब्जेंगेहरावर्केस्तेजीवेखेमंदेपि २९
नक्रेंगेशनावंत्येजीवेसहजेचंद्रेयुग्मर्क्षेकुजे
नागयेज्ञप्टथुयशगुणोनृपतिः ॥ ३० ॥ स्वो
च्चेज्ञेलग्नेकोणेकुजमंदौखेकवीज्यैंदवोगुणी
नृपतिः ॥ ३१ ॥ झषेंगेचंद्रेस्वभेर्केघटेय
मेतुंगेकुजेनृपतिः ॥ ३२ ॥

ટીકા—લગનમાં શની મકરનો મંગળ અને ધનના સૂર્ય ચંદર હોય તોપણ તેમજ જાણવું ॥ ૨૬ ॥ મકર લગનમાં ચંદર મંગળ અને ધનનો રવી હોય તોપણ તેમજ જાણવું ॥ ૨૭ ॥ લગનમાં રવી સાતમે ચંદરમા શની અને ધનનો ગુરૂ હોય તોપણ તેમ જાણવું॥૨૮॥ લગનમાં પોતાના ઊચનો ચંદરમા સીંહનો રવી સાતમે ગુરૂ અને દશમે શની હોય તોપણ તેમજ જાણવું॥૨૯॥મકર લગનમાં શની બારમે ગુરૂ ત્રીજે ચંદ-રમા સમરાશિમાં મંગળ અને નવમે બુધ હોયતો ઘણા ગુણ અને યશ વાળો રાજા જાણવો ॥૩૦॥ લગનમાં પોતાના ઉચનો બુધ હોય પાંચમે મંગળ શની અને ચોથે ચંદર ગુરૂ શુકર હોય તો ગુણવાળો રાજા જાણવો ॥૩૧॥મીન લગનમાં ચંદરમા સીંહમાં સૂર્ય કુંભનો શની અને ઊચનો મંગળ હોયતો રાજા જાણવો ૩૨

विकुजेज्पेंगेकुजेऽजेजीवेतुंगेनृपतिः ॥३३॥
स्वोचेंगेगुरावजेऽर्केचंद्रज्ञकवयोलाभेपि ॥
३४ ॥ नक्रेंगेमंदेस्वभेसूर्याब्जौमेशेकुजेतु
लेनृगौयुग्मभेज्ञेपृथुयशोनृपतिः ॥ ३५॥
स्वोच्चेंगेज्ञेकोणेकुजयमावस्तेजीवेंदूमाने
भृगौनृपतिः ॥ ३६ ॥ आत्मकारकादर्थे
सुखेपुत्रेशुभेनृपतिः ॥ ३७ ॥ आत्मका
रकात्र्यरिगौक्रूरावपि ॥ ३८ ॥

ટીકા—મંગળ અને ગુરૂ વીનાના ગ્રહો લગનમાં હોય મંગળ મેશનો હોય અને ગુરૂ ઊચનો હોયતો રાજા જાણવો ॥૩૩॥ પોતાના ઊચનો ગુરૂ લગનમાં મેશનો સૂર્ય અને ચંદર બુધ શુકર અગીઆરમે હોય તોપણ તેમજ જાણવું॥૩૪॥મકર લગનમાં શની હોય પોતાની રાશિના રવી ચંદર મેશનો મંગળ તુળાનો શુકર અને સમ રાશિનો બુધ હોય તો ઘણા યશ વાળો રાજા જાણવો ॥૩૫॥પોતાના ઊચનો બુધ લગનમાં પાંચમે મંગળ શની સાતમે ચંદર ગુરૂ અને દશમે શુકર હોયતો રાજા જાણવો ॥૩૬॥આત્મકારકથી બીજે ચોથે અને પાંચમે શુભગ્રહ હોયતો રાજા જાણવો ॥૩૭॥ આત્મકારકથી ત્રીજે અને છઠે પાપગ્રહ હોય તોપણ તેમજ જાણવું ॥૩૮॥

लग्नेकीटेसुखेशनि कुजौसूर्यज्ञजीवकवयो मानेपि ॥ ३९ ॥ घटेगेनृगौतुंगगेषुचतुर्षुखगेष्वपि ॥४०॥ धर्मेशनिकुजौपूर्णेंदुयुक्तावपि ॥ ४१ ॥ जीवभेतुलेगशनावपि ॥४२॥ रिपौकुजतमौमानेसूर्यज्ञावपि॥४३॥ सहजेगुरावष्टमेकवावपि॥४४॥ हरिभेवक्रेयुग्मभेतमेपि॥४५॥लग्नेवामानेचंद्रकुजावपि॥४६॥ लग्नेशशुभाउपचयगाश्च॥४७॥

ટીકા—લગનમાં કરક ચોથે,શની મંગળ અને દશમે રવી, બુધ, ગુરૂ, શુકર હોય તોપણ તેમજ જાણવું ॥૩૯॥ લગનમાં કુંભનો શુકર અને ચાર ગ્રહો ઊંચના હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૦ ॥ પુરણ ચંદરમાએ યુક્ત મંગળ, શની નવમે હોય તોપણ તેમજ જાણવું॥૪૧॥ ગુરૂના રાશીમાં અગર તુળા લગનમાં શની હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૨ ॥ છઠે મંગળ, રાહુ અને દશમે રવી બુધ હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૩ ॥ ત્રીજે ગુરૂ અને આઠમે શુકર હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૪॥ સીંહનો મંગળ અને સમરાશીનો રાહુ હોય તોપણ તેમજ જાણવું ॥૪૫॥ લગનમાં કે દસમે ચંદર મંગળ હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૬ ॥ લગનનો સ્વામી અને શુભગ્રહો ઉપચયમાં હોય તોપણ તેમજ જાણવું ॥૪૭॥

पुत्रेइंद्वारतमाश्च ॥ ४८ ॥ चरेंगेधर्मेशोसिं
हासनेकंटकेपि ॥ ४९ ॥ स्थिरलग्नपेखे
गुरौकंटकेपि ॥ ५० ॥ धर्मपांशपेतुर्येसु
तेपि ॥ ५१ ॥ सूर्येलाभात्मजकंटकेशुभ
षष्ठ्यंशेनृपतिः॥ ५२ ॥ एतेष्वन्यकुलजो
मंत्री ॥ ५३ ॥ पुत्रपेधर्मेधर्मपेपुत्रेनृप
तिः ॥ ५४ ॥ अंगांबुसुतखपानांयुता
वपि ॥ ५५ ॥

ટીકા—પાંચમે ચંદર, મંગળ,રાહુ હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૮ ॥ ચર લગન અને નવમાનો સ્વામી સીંહાસને અંશનો કેંદરમાં હોય તોપણ તેમજ જાણવું ॥૪૯॥ સ્થિર લગનનો સ્વામી દશમે અને ગુરૂ કેંદરમાં હોય તોપણ તેમજ જાણવું ॥૫૦॥ નવમાના સ્વામીના અંશનો સ્વામી ચોથે કે પાંચમે હોય તોપણ તેમજ જાણવું ॥૫૧॥ શુભ શષ્ટી અંશનો રવી પાંચમે અગીયારમે કે કેંદરમાં હોય તો રાજા જાણવો ॥૫૨॥ એ યોગોમાં ઉત્પન થએલ રાજકુળથી બીજા કુળનો હોય તો કારોભારી જાણવો ॥૫૩॥ નવમાનો સ્વામી પાંચ અને પાંચમાનો સ્વામી નવમે હોય તો રાજા જાણવો ॥૫૪॥ લગન ચોથું, પાંચમું અને દસમું એઓના સ્વામીનો યોગ હોય તોપણ તેમજ જાણવું ॥ ૫૫ ॥

चंद्रात्खपेबलाढ्येवित्तांककंटकेपि ॥५६॥ सुहृदिक्षितोप्येकोतुंगगोपि ॥५७॥ भाग्यपेगुरुज्ञेखेभृगौसुतपेक्षितेपि ॥ ५८ ॥ जीवकर्वासुखेपि ॥ ५९ ॥ जीवेंदूकीटेपि ॥६०॥ ज्ञचंद्रावंगनायामपि ॥६१॥ बलाढ्यशनियुतेर्केतुंगेनृपतिः ॥ ६२ ॥ सुतकंटकेतुंगगौजीवभृगावपि ॥ ६३ ॥ व्यस्तकेंद्रसुतेतुर्यपेपि ॥ ६४ ॥

ટીકા—ચંદરમાથી દશમાનો સ્વામી બળ પામેલો બીજે નવમે કે કેંદરમાં હોય તોપણ તેમજ જાણવું ॥૫૬॥ મીત્રે જોયેલો ઊંચનો એક ગ્રહ હોય તોપણ તેમજ જાણવું ॥૫૭॥ નવમાનો સ્વામી ગુરૂના રાશિમાં હોય અને પાંચમાના સ્વામીએ જોએલો શુકર દશમે હોય તોપણ તેમજ જાણવું ॥૫૮॥ ચોથે ગુરૂ શુકર હોય તોપણ તેમજ જાણવું ॥ ૫૯ ॥ કરકમાં ગુરૂ ચંદર હોય તોપણ તેમજ જાણવું । ૬૦॥ કન્યામાં બુધ ચંદર હોય તોપણ તેમજ જાણવું ॥ ૬૧ ॥ બળવાળા શનિયે યુકત સૂર્ય ઊચમાં હોય તો રાજા જાણવો ॥ ૬૨ ॥ પાંચમે કે કેંદરમાં ઊચના ગુરૂ શુકર હોય તોપણ તેમજ જાણવું ॥ ૬૩ ॥ ચોથાનો સ્વામી પાંચમે છયા આતમા વીનાના કેંદરમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૬૪ ॥

तुंगगेज्येकेंद्रेभृगौखेपि ॥ ६५ ॥ मानये वित्तसुतकेंद्रेशुभेक्षितेपि ॥ ६६ ॥ पाराव तेर्थपेशुभेक्षितेचंद्रादंकपेदेवलोके नृपतिः ॥ ६७ ॥ अंगपेधर्मेमानेशेलग्नेपि ॥६८॥ स्वत्नकवौसुखेइंदौभाग्येनृपतिः ॥ ६९ ॥ लग्नखायगाश्चंद्रेज्ययमावित्तेकुजज्ञौ सुखे सूर्यभृगावपि ॥ ७० ॥ गोपुराद्यंशेजीवे बलाढ्यपुत्रपयुतेनृपतिः ॥ ७१ ॥

ટીકા—-ઊચનો ગુરૂ કેંદરમાં અને દશમે શુકર હોય તોપણ તેમજ જાણવું ॥ ૬૫ ॥ શુભગ્રહે જોયેલો દશમાનો સ્વામી બીજે પાંચમે કે કેંદરમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૬૬ ॥ શુભગ્રહે જોએલો બીજાનો સ્વામી પારાવત અંશમાં અને ચંદરથી નવમાનો સ્વામી દેવલોક અંશમાં હોય તો રાજા જાણવો ॥૬૭॥ લગનનો સ્વામી નવમામાં હોય અને દશમાનો સ્વામી લગનમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૬૮ ॥ પોતાના રાશીનો શુકર ચોથે અને ચંદરમા નવમે હોય તો રાજા જાણવો ॥ ૬૯ ॥ ચંદરમા ગુરૂ અને શની લગ્નમાં દશમે અને અગીયારમે હોય બીજે મંગળ બુધ હોય ચોથે સૂર્ય શુકર હોય તોપણ તેમજ જાણવું ॥ ૭૦ ॥ ગોપુરાદીક અંશનો ગુરૂ બળવાળા પાંચમાના સ્વામી યુક્ત હોય તો રાજા જાણવો ॥૭૧॥

एतेष्वन्यकुलजोऽमात्यः॥७२॥ धर्मखला न्पानिचगाराजयोगव्यर्थकराः॥७३॥ भद्राव्यतिपातक्रांतिपातेषुजन्मनि नृपतियोगाव्यर्थाः॥७४॥शशिनिपरमनिचांशगे नृपतियोगाःव्यर्थाः ॥७५॥ उच्चगग्रहैर्नि चांशगैरपि ॥७६॥ तुंगगेसूर्येनीचांशेनृपजोपिनिचः७७सूर्येपरमनिचगेपि७८नीचगेकवौस्वांशेर्कभांशेनृपतियोगा व्यर्थाः ७९नृपयोगकारकाद्युननीचशत्रुगाश्च८०

ટીકા—એ યોગોમાં બીજા કુળનો હોય તો કારભારી જાણવો ॥ ૭૨ ॥ નવમાદશમા અને અગીયારમાના સ્વામી નીચના હોય તો રાજયોગોને વ્યર્થ કરે ॥ ૭૩ ॥ ભદ્રા વ્યતીપાત અને ક્રાંતીસામ્યાદીકમાં જનમ હોય તોપણ તેમજ જાણવું ॥૭૪॥ પરમનીચ અંશનો ચંદરમા હોય તોપણ તેમ જાણવું ॥ ૭૫ ॥ ઊચના ગ્રહો નીચના અંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૭૬ ॥ ઊચનો સૂર્ય નીચના અંશમાં હોયતો રાજ બાળક પણ નીચ થાય ॥ ૭૭ ॥ પરમ નીચનો સૂર્ય હોય તોપણ તેમજ જાણવું ॥ ૭૮ ॥ નીચનો શુકર પોતાનો અંશમાં ઇયા રવીના રાશીના અંશમાં હોયતો રાજયોગો વ્યર્થ જાણવા ॥ ૭૯ ॥ રાજયોગ કરનારાઓ સાતમામાં કે નીચમાં કે શત્રુના રાશિમાં હોય તોપણ તેમજ જાણવું ॥૮૦॥

निचग्रहेमानेपि॥८१॥ चतुर्षुग्रहेषुनिचांश
गेषुवारिपुभगेष्वपि॥८२॥ खगमात्राद्दष्टां
गंवाचंद्रोपि॥८३॥ सक्रुरेर्केसिंहांशेक्षीणेचं
द्रेशुभादृष्टेनृपतियोगाव्यर्थाः ॥८४॥ भृगौ
वागुरौपरमनीचांशेपि ॥८५॥ सर्वेक्रुरानी
चगाकेंद्रेत्रिकेशुभाश्च॥८६॥तमेंगेचंद्रेक्षिते
त्रिषडायगाक्रुराःनृपतियोगाव्यर्थाः।८७।
सौम्यदृष्ट्याधिक्येखेव्यापारी ॥ ८८ ॥

ટીકા—દશમે નીચનો ગ્રહ હોય તોપણ તેમજ જાણવું ॥ ૮૧ ॥ ચાર ગ્રહો નીચ અંશના હોય અગર શત્રુના રાશીના હોય તોપણ તેમજ જાણવું ॥ ૮૨ ॥ કોઇ ગ્રહે ન જોએલ લગન અગર ચંદરમા હોય તોપણ તેમજ જાણવું ॥ ૮૩ ॥ પાપગ્રહ યુકત રવી સીંહાંશમાં હોય અને ક્ષીણ ચંદરમા શુભ ગ્રહે ન જોએલ હોય તોપણ તેમજ જાણવું ॥ ૮૪ ॥ ગુરૂ અથવા શુકર પરમનીચ અંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૮૫ ॥ સરવે પાપગ્રહો નીચના કેંદરમાં હોય અને શુભગ્રહો ત્રીકસ્થાનમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૮૬ ચંદરમાએ જોએલ રાહુ લગનમાં અને ત્રીજે, છઠે, અગીયારમે, પાપગ્રહો હોયતો રાજયોગો વ્યર્થ જાણવા ॥ ૮૭ ॥ શુભગ્રહોએ અધીક જોએલ દશમું ભુવન હોયતો વેપારી જાણવો ॥ ૮૮ ॥

मानेबुधेव्यापारी ॥ ८९ ॥ लग्नमानपयु
तावपि ॥ ९० ॥ लग्नपेमानेपि ॥ ९१ ॥
सुतलाभकेंद्रेदशमपेशुभेक्षितेपि ॥ ९२ ॥
स्वभेमानपेशुभेक्षितेव्यापारी ॥९३॥ जी
वेक्षितेलग्नपेभाग्येराजमान्यः ॥ ९४ ॥
दशमपेशुभसंबंधेराजमान्यः ॥ ९५ ॥
दशमपेशुभभेवास्वोच्चेपि ॥ ९६ ॥ सौ
म्यांतरालेखेपि ॥ ९७ ॥

ટીકા—દશમે બુધ હોયતો વેપારી જાણવો ॥ ૮૯ ॥ લગનના અને દશમાના સ્વામીનો યોગ હોય તોપણ તેમજ જાણવું ॥ ૯૦ ॥ લગનનો સ્વામી દશમે હોય તોપણ તેમજ જાણવું ॥૯૧॥ શુભગ્રહે જોએલ દશમાનો સ્વામી પાંચમે અગીયારમે કે કેંદરમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૯૨ ॥ શુભગ્રહે જોયેલો દશમાનો સ્વામી પોતાના રાશીમાં હોયતો વેપારી જાણવો ॥ ૯૩ ॥ ગુરૂએ જોએલો લગનનો સ્વામી નવમે હોયતો રાજાઓને માનવાળા એક જાણવો ॥ ૯૪ ॥ દશમાનો સ્વામી શુભના સંબંધમાં હોય તોપણ તેમ જાણવું ॥ ૯૫ ॥ દશમાનો સ્વામી શુભગ્રહ હોય અથવા ઊંચાનો હોય તોપણ તેમ જાણવું ॥ ૯૬ ॥ શુભગ્રહોની વચે દશમું હોય તોપણ તેમજ જાણવું ॥ ૯૭ ॥

दशमपेवैशेषिकांशेपि ॥ ९८ ॥ गुरुज्ञयुतावपि ॥ ९९ ॥ दशमेशेक्रुरसंबंधेमानहीनः ॥ ७०० ॥ दशमपेक्रुरवर्गेमानहीनः ॥ १ ॥ आयेभाग्यपेराजवंद्य॥ २ ॥ भाग्यपेपारावतादावपि ॥ ३ ॥ अंगपेगोपुरादावपि ॥ ४ ॥ जीवेक्षितेकीटेभृगौसत्कीर्तिः ॥ ५ ॥ मानपेपारावतादावपि ॥ ६ ॥

ટીકા—દશમાનો સ્વામી વૈશેશીક અંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૯૮ ॥ બુધ અને ગુરૂ યુક્ત હોય તોપણ તેમજ જાણવું ॥ ૯૯ ॥ દશમાનો સ્વામી પાપગ્રહના સંબંધમાં હોયતો માંન વીનાનો જાણવો ॥ ૭૦૦ ॥ દશમાનો સ્વામી પાપના વરગનો હોય તોપણ તેમ જાણવું ॥ ૧ ॥ નવમાનો સ્વામી અગીયારમે હોયતો રાજાઓને વંદન કર વાળા એક જાણવો ॥ ૨ ॥ નવમાનો સ્વામી પારાવતાદીક અંશમાં હોય તોપણ તેમ જાણવું ॥ ૩ ॥ લગનનો સ્વામી ગોપુરાદીક અંશનો હોય તોપણ તેમ જાણવું ॥ ૪ ॥ ગુરૂએ જોએલા કરકમાં શુકર હોય તો સારી કીરતીવાળો જાણવો ॥ ૫ ॥ દશમાનો સ્વામી પારાવતાદીક અંશનો હોય તો સારી કીરતિ-વાળો જાણવો ॥ ૬ ॥

मानपशुभयोगेपि ॥ ७ ॥ शुभेक्षितेमान पेशुन्नांतरगेपि ॥ ८ ॥ शुन्नांशेमानेशेपि ॥ ९ ॥ लग्नेशेसबलेमानेशेदेवलोकेभाग्ये शेसिंहासनेपि ॥ १० ॥ मानेशेपापसंबंधेअसत्कीर्तिः ॥ ११ ॥ सूर्ययमौमानेपि ॥ १२ ॥ पापांतरेमानेपि ॥ १३ ॥ अंशेसार्केराजकार्यकर्ता ॥ १४ ॥ सूर्येकंटकेराजकार्यकर्ता ॥ १५ ॥

ટીકા—દશમાનો સ્વામી અને શુભગ્રહ યુકત હોય તોપણ તેમજ જાણવું ॥ ૭ ॥ શુભગ્રહે જોએલો દશમાનો સ્વામી શુભગ્રહોની વચ્ચે હોય તોપણ તેમજ જાણવું ॥ ૮ ॥ દશમાનો સ્વામી શુભ અંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥૯॥ લગનનો સ્વામી બળ પામેલો હોય દશમાનો દેવલોક અંશનો હોય અને નવમાનો સ્વામી સીંહાસન અંશનો હોય તોપણ તેમજ જાણવું ॥૧૦॥ દસમાનો સ્વામી પાપગ્રહના સંબંધમાં હોય તો અશુભ કીરતીવાળો જાણવો ॥ ૧૧ ॥ દશમે રવી અને શની હોય તોપણ તેમજ જાણવું ॥ ૧૨ ॥ પાપગ્રહોની વચ્ચે દશમું હોય તોપણ તેમ જાણવું ॥ ૧૩ ॥ અંશમાં રવી હોય તો રાજ કામનો કરનારો જાણવો ॥ ૧૪ ॥ સૂર્યકેંદરમાં હોય તો રાજ કામનો કરનારો જાણવો ॥ ૧૫ ॥

अंशोद्विखेटयोगेकुलमुख्यः॥१६॥षष्ठाष्टमेशावन्योन्यगौवाकंटकगौप्रतापी ॥१७॥ जीवेरिपाविंदावायेप्रतापी ॥१८॥ लाभेशेसौम्यांशेप्रतापी॥१९॥ आयेसबलेसौम्येसौम्येक्षितेश्रीमान् ॥२०॥ अर्थगैश्चंद्रजीवशुक्रैः श्रीमान्॥२१॥पारावताद्यंशेमानेशेपितृसुखं॥२२॥ मानपेशुभेशुभेक्षितयुतेपितृसुखं॥२३॥ पितृकारकेगोपुराद्यंशेपितृसुखं ॥२४॥

ટીકા—અંશમાં બે ગ્રહો યુક્ત હોય તો કુળમાં પ્રમુખ જાણવો ॥ ૧૬ ॥ છઠા અને આઠમાના સ્વામી સામસામા હોય અગર કેંદરમાં હોય તો પ્રતાપવાળો જાણવો ॥ ૧૭ ॥ છઠે ગુરૂ અને અગીયારમે ચંદરમા હોયતો પ્રતાપવાળો જાણવો ॥ ૧૮ ॥ અગીયારમાનો સ્વામી શુભના અંશમાં હોય તો પ્રતાપવાળો જાણવો ॥ ૧૯ ॥ શુભગ્રહે જોએલ શુભગ્રહ બળ પામેલો અગીયારમે હોય તો શોભાવાળો જાણવો ॥ ૨૦ ॥ ચંદરમા ગુરૂ અને શુકર બીજે હોયતો શોભાવાળો જાણવો ॥૨૧॥ દશમાનો સ્વામી પારાવતાદીક અંશમાં હોય તો . પીતાનું સુખ જાણવું ॥ ૨૨ ॥ શુભગ્રહે યુક્ત કે જોયેલો શુભગ્રહ દશમે હોય તો પીતાનું સુખ જાણવું ॥૨૩॥ પીતૃકારક ગોપુરાદીક અંશમાં હોય તો પીતાનું સુખ જાણવું ॥ ૨૪ ॥

मानपेक्रुरांतरगेवाक्रुरसंबंधे पितृदुःखं ॥२५॥ सूर्यात्खपेक्रुरेक्षितयुतेपितादुःखी ॥२६॥खेंकेकुजार्कौपितृनाशः॥२७॥ सक्रुरेर्केस्तेपितृनाशः॥२८॥मेषारसूर्यौमानेजन्मतःपूर्वंपितृनाशः ॥२९॥ नीचगेजीवेलग्नेभाग्येशेमृतौशुभांशेनृपतिसमः ॥३०॥ उच्चांशस्थैर्नीचगैरपि॥ ३१॥ स्वतुंगसुहृदंशेमानेशेपारावताद्यंशेनृपतिसमः ॥३२॥

ટીકા—દશમાનો સ્વામી પાપગ્રહોની વચે ઇયા પાપગ્રહના સંબંધમાં હોય તો પીતાનું દુખ જાણવું ॥ ૨૫ ॥ રવીથી દશમાનો સ્વામી પાપગ્રહે યુક્ત કે જાએલો હોય તો પીતા દુખી જાણવો ॥ ૨૬ ॥ નવમે કે દશમે રવી મંગળ હોય તો પીતાનો નાશ જાણવો ॥૨૭॥ સાતમે પાપગ્રહયુક્ત રવી હોય તો પીતાનો નાશ જાણવો ॥ ૨૮ ॥ દશમે મેશના રવી મંગળ હોય તો જનમ થયા પેહેલાં પીતાનો નાશ જાણવો ॥ ૨૯ ॥ નીચનો ગુરૂ લગનમાં અને નવમાનો સ્વામી આઠમે શુભ અંશમાં હોય તો રાજાના બરાબર જાણવો ॥ ૩૦ ॥ પોતાના ઊંચના ગ્રહો નીચ અંશમાં હોય તો રાજા સરખો જાણવો ॥૩૧॥ પારાવતાદી કાંશનો દશમાનો સ્વામી પોતાના મીત્રના કે ઊંચના અંશમાં હોય તો રાજા સરખો જાણવો ॥ ૩૨

## ॥ एकादशभाव विचारः ॥

सौम्येक्षणाधिक्येलाभेबहुलाभः॥३३॥सौम्यालाभेन्यायतो लाभदाक्रुराश्चान्यायतोमिश्रामिश्रत्वेन ॥३४॥ सुतकंटकेलाभेशेबहुलाभः ३५सौम्यसंबंधेआयेशेपि ३६ चंद्रादस्तेभृगौवाहनवान् ॥३७॥ चंद्रात्रिलाभेशुक्रेपि॥३८॥ तुर्यपेलाभेशुभेक्षितेपि ॥३९॥ जीवेक्षिततुर्यपेनेक्षितेहिबुकेपि ४०

ટીકા—અગીયારમા ભાવનો વીચાર—શુભગ્રહોના જોવાના વીશેશપણાવાળું અગીયારમું હોય તો ઘણો લાભ કેવો ॥ ૩૩ ॥ શુભગ્રહો અગીઆરમે હોય તો ન્યાયથી દ્રવ્ય મળે પાપગ્રહો હોય તો અન્યાયથી અને મીશ્ર હોય તો તે રીતે ॥ ૩૪ ॥ અગીઆરમાનો સ્વામી પાંચમે કે કેંદરમાં હોય તો ઘણો લાભ જાણવો ॥ ૩૫ ॥ અગીઆરમાનો સ્વામી શુભગ્રહના સંબંધમાં હોય તોપણ તેમ જાણવું ॥ ૩૬ ॥ ચંદરમાથી સાતમે સુકર હોય તો વાહનવાળો જાણવો ॥ ૩૭ ॥ ચદરમાથી ત્રીજે કે અગીઆરમે શુકર હોય તોપણ તેમજ જાણવું ॥ ૩૮ ॥ શુભ ગ્રહે જોએલા ચોથાનો સ્વામી અગીયારમે હોય તોપણ તેમ જાણવું ॥ ૩૯ ॥ ગુરૂએ જોએલા ચોથાના સ્વામીએ જોએલ ચોથું હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૦ ॥

तुर्यपयुतौगुरुकवीसुतलाभ्नकंटकगौ बहु वाहनवान् ॥ ४१ ॥ भाग्येशयुतौशुक्रे ज्यौभाग्येपि ॥ ४२ ॥ भाग्यखलाभपा सुखेवाहनसुखं ॥ ४३ ॥ मानेतुंगगग्रहे लग्नांकपेक्षितेपि ॥ ४४ ॥ अंगपेक्षितौ सुखखपौसिंहासनेपि ॥ ४५ ॥ धर्मपा दायपेंशेतुर्यपेभाग्येपि ॥ ४६ ॥ लाभे शेगोपुरेपि ॥ ४७ ॥

ટીકા—ચોથાના સ્વામીએ યુકત ગુરૂ અને શુકર પાંચમે અગીયારમે કે કેંદરમાં હોય તો ઘણાં વાહનવાળો જાણવો ॥૪૧॥ નવમાના સ્વામીએ યુકત ગુરૂ શુકર નવમે હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૨ ॥ નવમું દશમું અને અગીયારમું એ- ઓના સ્વામીઓ ચોથે હોય તો વાહનનું સુખ જાણવું ॥૪૩॥ લગન અને નવમાના સ્વામીએ જોએલ ઊંચનો ગ્રહ દશમે હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૪ ॥ લગનના સ્વામીએ જો- એલ ચોથાનો અને દશમાનો સ્વામી સીંહાસન અંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૫ ॥ ચોથાનો સ્વામી નવમામાં નવમાના સ્વામીથી દશમાના સ્વામીના અંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૬ ॥ અગીયારમાનો સ્વામી ગોપુરાંશમાં હોય તોપણ તેમજ જાણવું ॥ ૪૭ ॥

सुखपेऐरावतांशेवाहनसुखम् ॥ ४८ ॥
॥ द्वादशभाव विचारः ॥
शुभेंत्येसद्व्ययोक्रुरेऽशुभव्ययोमिश्रे मिश्र
त्वं॥४९॥अंत्येऽर्कभृगुतमयोगेराजद्वारार्थ
व्ययः।५०।क्षीणेंद्वर्कावंत्येनृपोर्थंहरेत् ५१
व्ययेकुजयमौभ्रातृद्वारार्थव्ययः॥५२॥ ल
ग्नपेंत्येर्थेक्रुरेमानपेलाभेशेक्षितयुते ऋणी
॥ ५३ ॥ सक्रुरेर्थपेमुढेपि ॥ ५४ ॥

ટીકા—ચોથાનો સ્વામી ઐરાવત અંશમાં હોયતો વાહનનું સુખ જાણવું ॥ ૪૮ ॥ બારમા ભાવનો વીચાર—બારમે શુભગ્રહ હોય તો શુભ મારગે પાપગ્રહ હોય તો અશુભ રસ્તે અને મીશ્ર હોય તો તે રસ્તે વ્યય કરનારો જાણવો ॥ ૪૯ ॥ બારમે રવી શુકર અને રાહુનો યોગ હોય તો રાજાની દ્વારાએ વ્યય જાણવો ॥ ૫૦ ॥ બારમે રવી અને ક્ષીણ ચંદરમા હોય તો રાજા ધન હરે એમ જાણવું ॥ ૫૧ ॥ બારમે મંગળ શની હોય તો ભઇની દ્વારાએ વ્યય જાણવો ॥ ૫૨ ॥ લગનનો સ્વામી બારમે હોય બીજે પાપગ્રહ હોય અગીયારમાના સ્વામીએ યુક્ત કે જોએલો દશમાનો સ્વામી હોય તો દેવાદાર જાણવો ॥ ૫૩ ॥ બીજાનો સ્વામી પાપ યુક્ત હોય તોપણ તેમજ જાણવું ॥ ૫૪ ॥

अर्थायपौनिचगावपि ॥ ५५ ॥ लग्नपांशपोम्टद्वंशेइज्येक्षितःऋणदाता ॥ ५६ ॥ द्वित्रिसुतांत्येषुक्रुरेषुबंधनं ॥ ५७ ॥ रिपौमृतौचंद्रेस्तेशनावर्थहानिः॥५८॥क्रुरेक्षणाधिकयेंत्येपि॥५९॥अंशेझषेत्यागी ॥६०॥तुंगगेभाग्येशेशुभेक्षितेदानी ॥६१॥ शुभेक्षितयुतेभाग्येपि॥६२॥भाग्येशेपारावतांशजीवेक्षितेशुक्रेक्षितेंगेशेपि ॥६३॥

ટીકા—અગીયારમાનો અને બીજાનો સ્વામી નીચમાં હોય તોપણ તેમજ જાણવું ॥૫૫॥ લગનના સ્વામીના અંશનો સ્વામી મૃદ્દુઅંશમાં ગુરૂએ જોએલો હોયતો દેવાનો આપનારો જાણવો ॥ ૫૬ ॥ બીજે ત્રીજે પાંચમે અને બારમે પાપગ્રહો હોયતો બંધન જાણવું ॥ ૫૭ ॥ છઠે કે આઠમે ચંદરમા અને સાતમે શની હોય તો ધનની હાની જાણવી ॥ ૫૮ ॥ બારમે પાપગ્રહોનું વધારે જોવું હોય તોપણ તેમજ જાણવું ॥ ૫૯ ॥ અંશમાં મીન હોય તો ત્યાગી જાણવો ॥ ૬૦ ॥ નવમાનો સ્વામી શુભગ્રહે જોએલો ઊચમાં હોય તો દાની જાણવો ॥૬૧॥ નવમું શુભગ્રહે યુકત કે જોયેલું હોય તોપણ તેમ જાણવું ॥૬૨॥ ગુરૂએ જોયલો નવમાનો સ્વામી પારાવતે અંશમાં અને લગનનો સ્વામી શુકરે જોએલો હોય તોપણ તેમજ જાણવું ॥૬૩॥

नाग्येशेक्षितेंगेंगेशेकंटकेमहादाना॥६४॥ भाग्येशेक्षितेतुंगगेज्ञेकंटकायस्थेपि॥६५॥ बलाढ्येंगेशेलाभेतपखपेक्षितेदानप्राप्तिः ॥ ६६ ॥ सुतकंटकेमानेशेक्षितेतपपेपि ॥ ६७ ॥ जीवन्भृगावर्थेऽर्थपवैशेषिकेऽन्न दाता ॥ ६८ ॥ बलाढ्येर्थपेकेंद्रोपचयेस बलशुभेक्षितेऽन्नदाता ॥ ६९ ॥

## ॥ प्रव्रज्या विचारः ॥

ટીકા—નવમાના સ્વામીએ જોએલું લગન અને લગનનો સ્વામી કેંદરમાં હોય તો મોટાં દાન આપનારો જાણવો ॥૬૪॥ નવમાના સ્વામીએ જોએલો બુધ ઊંચનો કેંદરમાં કે અગીયારમે હોય તોપણ તેમજ જાણવું ॥ ૬૫ ॥ બળ પામેલો લગનનો સ્વામી અગીયારમામાં નવમા અને દશમાના સ્વામીએ જોએલો હોય તો દાનની પ્રાપ્તી જાણવી ॥ ૬૬ ॥ દશમાના સ્વામીએ જોએલો નવમાનો સ્વામી પાંચમે કે કેંદરમાં હોય તો પણ તેમજ જાણવું ॥ ૬૭ ॥ ગુરૂ શુકર બીજે અને બીજાનો સ્વામી વૈશેશીક અંશમાં હોય તો અંનનો આપનારો જાણવો ॥૬૮॥ બળ પામેલો બીજાનો સ્વામી કેંદર કે ઊપચયમાં બળ પામેલા શુભગ્રહે જોયો હોય તો અંનનો આપનારો જાણવો ॥ ૬૯ ॥ પ્રવરજ્યાનો વીચાર—

एकभगंखगचतुष्टयादिप्रव्रज्याकरं॥७०॥
क्रमादर्कादितोवन्याशनः कापिलकोरक्त
पटोयतिराजीवीचक्रधरोनग्न ॥७१॥ बला
ढ्यायावंतस्तावंतःस्वस्वप्रव्रज्याकराः७२
अस्तगैस्तुतद्भक्ताः ७३ पराजितेप्रव्रज्या
प्रदायकेतद्भ्रष्टः७४ शनिमात्रेक्षितेजन्मपे
पि७५ शनिमात्रेक्षितेचंद्रेयमत्रिभागेवाकु
जार्कयंशेभिक्षुः७६विबलौलग्नेशयमावपि७७

ટીકા—એક રાશીના ચાર આદીક ગ્રહ હોય તો પ્રવરજ્યા ચોગ જાણવો ॥ ૭૦ ॥ અનુક્રમે કરી રવી પ્રમુખ ગ્રહોથી દીક્ષાઓ—ફલાહારી—ગોરજી—ભગવાં વીગરે પેરનારોજ—સંન્યાશી—ઊદરપોશાણ ત્યાગી—જંગમ વીગરે—નગનરેનારો ॥૭૧॥ જેટલા બળ પામેલા હોય તેટલા પોત પોતાની દીક્ષા કરે ॥૭૨॥ અસ્ત ના હોય તો માત્ર તેમાં ભગતી રખાવે ॥ ૭૩ ॥ પ્રવજ્યા કરગ્રહ પરાજીત હોય તો તેથી ભ્રષ્ટ કરે ॥૭૪॥ ફક્ત શનીએ જોએલો જન્મનો સ્વામી હોય તો પણ તેમજ જાણવું ॥૭૫॥ ફક્ત શનીએ જોએલો ચંદરમા શનીના ત્રીભાગમાં હોય અગર મંગળ શનીના અંશમાં હોય તો સંન્યાસી જાણવો ॥ ૭૬ ॥ બળ વીનાનો લગનનો સ્વામી અને શની હોય તોપણ તેમજ જાણવું ॥ ૭૭ ॥

सगुलीकेतमेंदुयोगेसंन्यासभ्रष्टः॥७८॥श
निमात्रेक्षितेकेतावंशेसंन्यासाभासः॥७९॥
सुखेर्केरिपाविज्येतपोहीनसंन्यासी॥८०॥
इतिश्रीगणेशजीद्दैवज्ञात्मज करुणाशंकर
विरचितेज्योतिर्विद्भूषणेमिश्राध्यायःषष्टः६
स्त्रीणामंगेंद्वोशरीरं तदस्तरंध्रयोसौभाग्य
वैधव्ये ॥१॥ स्त्रीणामसंभववत्फलंपतिषु
॥२॥युग्मोजभेंगेंद्वोःस्त्रीस्त्रीपुंस्वभावा॥३॥

ટીકા—ગુલીકે યુકત ચંદર અને રાહુનો યોગ હોય તો સંન્યાસથી ભ્રષ્ટ જાણવો ॥ ૭૮ ॥ અંશમાં કેતુ ફકત શનીએજ જોયેલો હોય તો સંન્યાશી જેવા ડોળવાળો જાણવો ॥ ૭૯ ॥ ચોથે રવી અને છઠે ગુરૂ હોય તો તપેહીન સંન્યાશી જાણવો ॥ ૮૦ ॥ ઇતીશ્રી ગણેશજી દૈવજ્ઞાત્મજ કરૂણાશંકર વીરચીતે જ્યોતિર્વિદ્‌ભૂષણે સ્વક્રતાયાં ગુર્જરભાષાયાં મીશ્રાધ્યાયઃ ષષ્ટઃ ॥ ૬ ॥ સ્ત્રીયોનું શરીરનું સુખ લગન અને ચંદરમાથી જોવું સૌભાગ્ય સાતમાથી જોવું વૈધવ્ય આઠમાથી જોવું ॥ ૧ ॥ સ્ત્રીયોને વીશે ઘટે નહી તેવું ફળ હોય તે તેના સ્વામી વીશે જાણવું ॥૨॥ એકી રાશીમાં લગન અને ચંદરમા હોય તો સ્ત્રી પુરૂશના જેવા સ્વભાવવાળી જાણવી અને બેકી રાશીમાં હોય તો સ્ત્રી જેવા સ્વભાવની જાણવી ॥ ૩ ॥

शुभाशुभेक्षितावंगेंदू सुशीलयुक्ताविगुणरूपा ॥ ४ ॥ चंद्रतन्वोर्योबलीतत्रिंशांशे फलं ॥ ५ ॥ क्रुरेक्षितावारशनिभगौचंद्रशुक्रावंगेमात्रासहान्यसक्ता ॥ ६ ॥ वक्रत्रांशेस्तेयमेक्षितेसगदभगा ॥ ७ ॥ शुभत्रांशेस्तेशुभेक्षितेसद्भगा ॥ ८ ॥ अर्कभांशेस्तेमंदरतिःपतिः ॥ ९ ॥ चंद्रभांशेद्युनेकामिपतिः ॥ १० ॥

ટીકા--લગન અને ચંદરમા સુભગ્રહે જોએલ હોય તો સારા સ્વભાવવાળી અને પાપગ્રહે જોએલ હોય તો ગુણ અને રૂપવીનાની જાણવી ॥ ૪ ॥ લગન અને ચંદરમાં જે બળ વધારે પામેલ હોય તેના ત્રીશાંશમાં ફળ જાણવું ॥૫॥ પાપગ્રહે જોએલ ચંદર શુકર મંગળ અને શનીના રાશીના લગનમાં હોય તો પોતાની મા સાથે પરપુરસમાં આસકત જાણવી ॥ ૬ ॥ શનીએ જોએલ સાતમું ભુવન મંગળના રાશી અંશમાં હોય તો રોગ યુકત ભગવાળી જાણવી ॥ ૭ ॥ શુભગ્રહે જોયેલ સાતમું શુભગ્રહના રાશી અંશમાં હોય તો સારા ભગવાળી જાણવી ॥૮॥ સાતમું રવીના રાશી અંશમાં હોયતો તેનો સ્વામી મંદ કામવાળો જાણવો ॥૯॥ સાતમું ચંદરના રાશીઅંશમાં હોય તો તેનો સ્વામી કામી જાણવો ॥ ૧૦ ॥

कुजभांशेस्तेक्रोधीपतिः॥११॥ज्ञभांशेस्ते विद्वान्पतिः।१२। जीवभांशेस्तेजीतेंद्रीयः पतिः।१३। भृगुभांशेद्युनेभाग्यसौंदर्ययुतो पतिः॥१४॥यमभांशेद्यूनेवृद्धोमूर्खश्वपतिः ॥१५॥ चंद्राच्छावंगेसुखयुतामात्सर्यवती ॥ १६ ॥चंद्रज्ञावंगेगुणसुखयुता ॥ १७॥ लग्नेशुक्रज्ञौपतिप्रियाकलाज्ञा ॥ १८ ॥ अंगेशुभाबहुगुणसुखाढया ॥ १९ ॥

ટીકા—સાતમું મંગળના રાશીઅંશમાં હોય તો તેનો સ્વામી ક્રોધવાળો જાણવો ॥ ૧૧ ॥ સાતમું બુધના રાશીઅંશમાં હોય તો તેનો સ્વામી વીદ્વાન જાણવો ॥૧૨॥ સાતમું ગુરૂના રાશી અંશમાં હોય તો તેનો સ્વામી જીતેંદ્રી જાણવો ॥ ૧૩ ॥ સાતમું શુકરના રાશીઅંશમાં હોય તો તેનો સ્વામી ભાગ્ય અને રૂપવાળો જાણવો ॥ ૧૪ ॥ સાતમું શનીના રાશીઅંશમાં હોય તો તેનો સ્વામી ઘરડો અને મુરખ જાણવો ॥ ૧૫ ॥ ચંદર અને શુકર લગનમાં હોય તો સુખવાળી અને ઇરશાભાવવાળી જાણવી ૧૬ ચંદરમા અને બુધ લગનમાં હોય તો સારા ગુણ અને સુખવાળી જાણવી ॥ ૧૭ ॥ બુધ અને શુકર લગનમાં હોય તો પોતાના સ્વામીને વાહલી અને કળાકુશલ જાણવી ॥૧૮॥ લગનમાં સુભ ગ્રહો હોય તો ઘણા ગુણ અને સુખવાળી જાણવી ॥ ૧૯ ॥

चंद्रेवृषसिंहकन्यालिगेल्पपुत्रा॥२०॥कुज
ज्ञेज्यशुक्राःबलिनोब्रह्मज्ञा॥२१॥क्रूरभेस्ते
क्रूरेक्षितेऽनपत्या॥२२॥ द्यूनेद्यादिशुभेषुप
तिप्रीयाराज्ञी ॥२३॥ द्युनेतमेकुलदोषदा
२४लग्नेंद्वोःक्रूरमात्रयुतेसप्तमेवारंध्रेविधवा
।२५। क्रूरांतरस्थौलग्नेंदूशुभादृष्टौकुलद्वय
नाशिनी॥२६॥ सूर्यारावस्तेककर्केपरासक्ता
॥२७॥कुजेस्तेक्रूरेक्षितेबालविधवा॥२८॥

ટીકા—વરખ સીંહ કન્યા કે વૃશ્ચીકમાં ચંદરમા હોય તો થોડા છોકરાવાળી જાણવી ॥ ૨૦ ॥ મંગળ બુધ ગુરૂ અને શુકર બળ પામેલા હોય તો બ્રહ્મનીસ્ટા જાણવી ॥ ૨૧ ॥ પાપગ્રહે જોએલ સાતમામાં પાપરાશી હોય તો છોકરાં વીનાની જાણવી ॥ ૨૨ ॥ સાતમે જે આદીક શુભગ્રહો હોય તો રાજાની માનેતી રાણી જાણવી ॥ ૨૩ ॥ સાતમે રાહુ હોય તો કુળને કલંક દેનારી જાણવી ॥ ૨૪ ॥ લગન અને ચંદરમાથી સાતમે અને આઠમે પાપગ્રહ હોય તો વીધવા જાણવી ॥ ૨૫ ॥ સુભ ગ્રહે ન જોયેલ લગન અને ચંદર પાપગ્રહ વચે હોય તો બંને કુળનો નાશ કરનારી જાણવી ॥ ૨૬ ॥ સાતમે કરકના રવી મંગળ હોય તો પરપુરૂષ સાથે આસકત જાણવી ॥ ૨૭ ॥ સાતમે મંગળ પાપગ્રહે જોયેલ હોય તો બાળરંડા જાણવી ॥ ૨૮ ॥

रंध्रपेस्तेस्तपेरंध्रेक्रुरेक्षितेबालविधवा २९
रिपुरंध्रपावरिव्ययगावशुभेक्षितावपि ३०
रंध्रेशुक्रेवागुरौनष्टगर्भावामृतापत्या।३१।
रंध्रेवक्रेकुलटा।३२।रंध्रेयमेरोगीपतिः।३२।
रंध्रेर्केसंतापयुता ॥ ३४॥ तमेष्टमेकुलधर्म
नाशिनी ॥ ३५ ॥ शन्यश्लेषाद्वितियाया
मुद्भवाविषाख्या ॥ ३६ ॥ शततारकार्के
द्वादश्यामुद्भवापि ॥ ३७ ॥

ટીકા—પાપગ્રહે જોયેલ સાતમાનો સ્વામી આઠમે અને આઠમાનો સ્વામી સાતમે હોય તો બાળરંડા જાણવી ॥ ૨૯ ॥ પાપગ્રહે જોએલ છઠા આઠમાના સ્વામી છઠે બારમે હોય તો બાળરંડા જાણવી ॥ ૩૦ ॥ આઠમે ગુરૂ કે શુકર હોય તો ગર્ભપાત થનારી અગર મૃતપ્રજા જાણવી ॥ ૩૧ ॥ આઠમે મંગળ હોય તો છીનાળ જાણવી ॥ ૩૨ ॥ આઠમે શની હોય તો રોગીષ્ટ સ્વામીવાળી જાણવી ॥ ૩૩ ॥ આઠમે રવી હોય તો સંતાપવાળી જાણવી ॥ ૩૪ ॥ આઠમે રાહુ હોય તો કુળના ધરમનો નાશ કરનારી જાણવી ॥ ૩૫ ॥ બીજતીથી અશલેશા નક્ષત્ર અને શનીવારના યોગમાં ઉતપન થઇ હોય તો તે વીશકન્યા જાણવી ॥ ૩૬ ॥ દ્વાદસીતીથી રવીવાર શતભીશા નક્ષત્ર એઓના યોગમાં જનમેલી વીશકન્યા જાણવી ॥ ૩૭ ॥

विशाखारसप्तम्यामुद्भवापि ॥३८॥ क्रूरेंगे
ऽशुभयुतेषष्टेक्रुरावपि ॥३९॥ लग्नेयमेसुते
सूर्येंधर्मेकुजेपि॥४०॥विषाख्यामृतापत्या
धनहिनासशोकादुर्नगास्यात्॥४१॥ द्युने
द्युनेशेवाशुभ्नेनविषाख्या ॥४२॥ रंध्रेज्ञेका
कवंध्या॥४३॥रंध्रेसूर्ययमौवंध्या॥४४॥ क
जभेकुजस्यत्रिंशांशे बालदुष्टाज्ञस्यप्रपंच
युतागुरो:साध्वीभृगो:कुवृताशनेर्दासी४५

ટીકા—સાતમતીથી મંગળવાર વીશાખા નક્ષત્રના યોગમાં જનમેલી વીશકન્યા જાણવી ॥ ૩૮ ॥ લગનમાં પાપગ્રહ યુક્ત પાપરાશી અને છઠે પાપગ્રહો હોય તોપણ વીશકન્યા જાણવી ॥ ૩૯ ॥ લગનમાં શની પાંચમે રવી અને નવમે મંગળ હોય તોપણ વીશકન્યા જાણવી ॥ ૪૦ ॥ વીશકન્યા નઠારા ભાગ્યવાળી શોકવાળી ધન વિનાની જાણવી અને તેને છોકરાં પણ જીવે નહી ॥ ૪૧ ॥ સાતમે સાતમાનો સ્વામી અગર શુભગ્રહ હોય તો વીશકન્યા જાણવી નહી ॥૪૨॥ આઠમે બુધ હોય તો કાક વંધ્યા જાણવી ॥ ૪૩ ॥ આઠમે રવી અને શની હોય તો વાંઝણી જાણવી ॥૪૪॥ મંગળના રાશિમાં મંગળનો ત્રીશાંશ હોય તો બાળપણામાંથી બગડેલી જાણવી બુધનો હોય તો પ્રપંચી જાણવી ગુરૂનો હોય તો સતી જાણવી શુક્રનો હોય તો કુળના રીવાજવાળી જાણવી શનીનો હોય તો લોંડી જાણવી ૪૫

शुक्रेभेभृगोस्त्रिंशांशेगुणस्यातान्ज्ञस्यकला
ज्ञाजीवस्यगुणमयीशनेर्पुनर्भूः भौमस्यदु
ष्टा॥४६॥ज्ञभेज्ञस्यत्रिंशांशे गुणयुताभौम
स्यकपटयुतागुरोःसतीभृगोःकामुकीशनेः
क्लैब्यवर्ता॥४७॥ कीटकुजस्यत्रिंशांशेवेश्या
ज्ञस्यशिल्पज्ञागुरोगुणयुतान्भृगोः कुलटा
शनेःपतिघ्नी॥४८॥ सिंहेभौमस्यत्रिंशांशे
नराचाराज्ञस्यनरचेष्टिताजीवस्यराज्ञी भृ
गोपुत्रगामिनीशनेकुलभ्रष्टा ॥ ४९ ॥

ટીકા—શુકરના રાશીમાં શુકરનો ત્રીશાંશ હોય તો ગુણવા-ળી જાણવી બુધનો હોય તો કલા કુશળતાવાળી જાણવી ગુરૂનો હોય તો ગુણવાળી જાણવી શનીનો હોય તો નાતરાની જાણવી મંગળનો હોય તો નઠારી જાણવી ॥ ૪૬ ॥ બુધના રાશીમાં બુધનો ત્રીશાંશ હોય તો ગુણવાળી મંગળનો હોય તો કપટવાળી ગુરૂનો હોય તો સતી શુકરનો હોય તો કામવાળી શનીનો હોય તો હીજડા સ્ત્રી જાણવી ॥ ૪૭ ॥ કરક રાશીમાં મંગળનો ત્રીશાંશ હોય તો વેસ્યા જાણવી બુધનો હોય તો શીલ્પકલા જાણનારી ગુરૂનો હોય તો ગુણવાળી શુકરનો હોય તો છીનાળ શનીનો હોય તો સ્વામીને મારી નાખનારી જાણવી ॥ ૪૮ ॥ સીંહ રાશીમાં મંગળનો ત્રીશાંશ હોય તો પુરૂશ જેવા આચરણ-વાળી બુધનો હોય તો પુરૂષ જેવી ચેષ્ટાવાળી ગુરૂનો હોય તો રાણી શુકરનો હોય તો છોકરા સાથે ગમન કરનારી શનીનો હોય તો કુળથી ભ્રષ્ટ કરેલી જાણવી ॥ ૪૯ ॥

गुरुभेकुजस्यात्रिंशांशेगुणाढ्याज्ञस्यधिम तिर्जीवस्यगुणतत्वज्ञाभृगोसतीयमस्यजारिणी ॥ ५० ॥ यमभेकुजस्पत्रिंशांशेदासीज्ञस्पदुष्टागुरोसाध्वीभृगोर्वंध्यायमस्य जारिणी॥५१॥द्युनेशानिज्ञौषंढःपतिः॥५२॥ चरेलग्नेप्रवासीपतिः॥५३॥द्युनेर्केनत्र्यात्यज्पते॥५४॥शुभेक्षितेविबलेक्रुरेद्युनेपि॥५५ शनावस्तेक्रुरैर्दष्टेविवाहरहिता ॥ ५६ ॥

ટીકા—ગુરૂના રાશીમાં મંગળનો ત્રીશાંશ હોય તો ગુણવાળી, બુધનો હોય તો બુધીવાળી, ગુરૂનો હોય તો ગુણોના તત્વને જાણનારી, શુક્રનો હોય તો સતી, શનીનો હોયતો છીનાળ જાણવી ॥ ૫૦ ॥ શનીના રાશીમાં મંગળનો ત્રીશાંશ હોય તો લોંડી, બુધનો હોય તો નઠારી, ગુરૂનો હોયતો સતી, શુક્રનો હોય તો વાંઝણી, શનીનો હોય તો છીનાળ જાણવી ॥ ૫૧ ॥ સાતમે શની અને બુધ હોય તો હીજડા ધણીની સ્ત્રી જાણવી ॥ ૫૨ ॥ ચરલગન હોય તો પ્રવાશ કરનારાની સ્ત્રી જાણવી ॥ ૫૩ ॥ સાતમે સૂર્ય હોય તો તેનો સ્વામી ત્યાગ કરશે એમ જાણવું ॥ ૫૪ ॥ શુભગ્રહે જોએલ બળ વીનાનો પાપગ્રહ સાતમે હોય તોપણ તેમજ જાણવું ॥ ૫૫ ॥ પાપગ્રહોયે જોએલો શની સાતમે હોય તો વીવાહ નહીં થાય એમ જાણવું ॥ ૫૬ ॥

द्युनेमिश्राःपुनर्भूः ॥५७॥ इतिश्रीगणेश
जीदैवज्ञात्मजकरुणाशंकरविरचितेज्योति
र्विद्भूषणेस्त्रीजातकाध्यायःसप्तमः ॥ ७ ॥
शुभाशुभदोग्रहोःस्वदशांतर्दशायांफलंद
दाति ॥१॥ तुंगाभिमुखग्रहस्यारोहिणीसा
शुभफलदा२स्वोच्चसुहृद्भगस्यारिनिचांश
गत्वेपूर्वदलेशुभापरार्द्धेमिश्रा॥३॥स्वोच्चमू
लत्रिकोणगस्यदशाश्रेष्टा ॥४॥ सुहृद्भवर्गो
त्तमगस्यापि ॥५॥निचारिभांशगस्यारोहि
ण्यप्यल्पशुभदा ॥ ६ ॥

ટીકા-સાતમે શુભ અને પાપગ્રહોની મીશ્રતા હોયતો નાતરાની જાણવી ॥ ૫૭ ॥ ઇતીશ્રી ગણેશજી દૈવજ્ઞાત્મજ કરૂણાશંકર વિરચિતે જ્યોતિર્વિદ્‌ભુષણે સ્વકૃતાયાં ગુર્જર ભાષાયાં સ્ત્રી જાતકા ધ્યાયઃ સપ્તમઃ ॥ ૭ ॥ શુભ ઇયા અશુભગ્રહ પોતાની દશા અગર અંતર દશામાં ફળ આપે ॥ ૧ ॥ ઊચ ઉપર જતા ગ્રહની દશા આ રોહીણી કે'વાય તે શુભફળ આપનારી જાણવી ॥૨॥ ઊચ મીત્ર કે પોતાના રાશીનો ગ્રહ નીચના અંશમાં હોય તો દશાનો પેહેલો અરધ ભાગ સારો અને પાછળનો મીશ્ર જાણવો ॥ ૩ ॥ પોતાના રાશીના ગ્રહની તથા પોતાના મૂલત્રીકોણના ગ્રહની દશા સારી જાણવી ॥ ૪ ॥ મીત્રના રાશીના અગર વરગોતમી ગ્રહની પણ તેવીજ જાણવી ॥ ૫ ॥ નીચ કે શત્રુના રાશી અંશવાળા ગ્રહની આરોહીણી હોય તોપણ થોડા સુખને આપનારી જાણવી ॥ ૬ ॥

निचाभिमुखग्रहस्यावरोहिण्यशुभदा॥७॥
अवरोहिण्यपिस्वभोच्चमित्रांशगस्यमिश्रा
॥८॥ परमोच्चगस्पसंपूर्णार्थारोग्यवर्द्धिनी
॥९॥चातिबलगस्य॥१०॥निचगस्यार्थहा
निकष्टदा॥११॥विबलस्यापि॥१२॥उच्चगा
ल्पबलस्पार्थदा॥१३॥ शत्रुनीचास्तभांश
गस्याशुभा॥१४॥अवरोहिणीनेष्टाकष्टदा
॥१५॥ आरोहिणीमिश्रापिशुभदा॥१६॥

ટીકા-નીચ ઉપર જતા ગ્રહની દશા અવરોહીણી જાણવી તે બરાબર ફળને આપે એમ જાણવું ॥૭॥ ઊચમીત્ર કે પોતાના અંશવાળા ગ્રહની અવરોહીણી પણ મીશ્ર જાણવી ॥ ૮ ॥ પરમ ઊચના ગ્રહની સંપુરણ ધન સુખ આપનારી જાણવી ॥ ૯ ॥ વધારે બળ પામેલાની પણ તેવીજ જાણવી ॥ ૧૦ ॥ નીચના ગ્રહની દશા ધનની હાની કરનારી તથા કસ્ટ દેનારી જાણવી ॥ ૧૧ ॥ બળ વિનાના ગ્રહની પણ તેવીજ જાણવી ॥ ૧૨ ॥ અલ્પ બળવાળા ઊંચના ગ્રહની દશા ધન આપનારી જાણવી ॥ ૧૩ ॥ શત્રુ નીચ કે અસ્તના રાશી અંશના ગ્રહની દશા અશુભ ફળ દેનારી જાણવી ॥ ૧૪ ॥ અવરોહીણી દશા નઠારી અને કસ્ટ દેનારી જાણવી ॥ ૧૫ ॥ આરોહીણી મીશ્ર અને શુભ ફળ દેનારી જાણવી ॥ ૧૬ ॥

चरभेंगेंगदशाद्दष्काणक्रमात्शुभामिश्रानेष्टा ॥१७॥ स्थिरेंगेत्रिभागक्रमादधमोत्तममिश्रा॥१८॥द्विस्वभावेंगेद्दष्काणक्रमान्नेष्टमिश्रशुभाः॥१९॥त्रिकेतरगस्पदशाभीष्टदा॥२०॥ तमयुतखगस्यदशारिष्टदा॥२१ क्रुरांतरगक्रुरदशायामारितोर्थहानिर्महाभयश्च ॥२२॥क्रुरांतरगशुभदशायामादौसुखंपश्चाद्भयश्च ॥२३॥शत्रुयुतक्रुरस्यक्रुरदशांतरेमहाविपत्॥२४॥शुभांतरगक्रुरदशायामादौकष्टंपश्चात्सुखं॥ २५ ॥

ટીકા-ચરરરાશીનું લગન હોયતો લગનની દશા ત્રીભાગના અનુક્રમે કરી શુભ મીશ્ર અને નેશ્ટ જાણવી ॥ ૧૭ ॥ સ્થીર લગન હોય તો ત્રીભાગની રીત પ્રમાણે અધમ, ઊતમ અને મીશ્ર જાણવી ॥ ૧૮ ॥ દ્વીસ્વભાવ લગન હોય તો ત્રીભાગની રીતથી નેશ્ટ મીશ્ર અને શુભ જાણવી ॥ ૧૯ ॥ ત્રીકવીના બીજે રહેલ ગ્રહની દશા શુભ જાણવી ॥ ૨૦ ॥ રાહુ યુકત ગ્રહની દશા અરીશ્ટ કરનારી જાણવી ॥ ૨૧ ॥ પાપગ્રહમાં પાપગ્રહની દશામાં શત્રુથી ધનની હાની અને મોટો ભય જાણવો ॥ ૨૨ ॥ પાપગ્રહમાં શુભગ્રહની દશામાં પેહેલું સુખ અને પછીથી ભય જાણવો ॥ ૨૩ ॥ શત્રુયુકત પાપગ્રહની દશામાં પાપગ્રહની દશા હોય તો મહા વીપત્તી જાણવી ॥ ૨૪ ॥ શુભમાં પાપની દશા હોયતો પેહેલું કષ્ટ અને પછે સુખ જાણવું ॥ ૨૫ ॥

शुभांतरगशुभदशायांसुखं॥२६॥त्रिकेतरस्थेसबलेचंद्रेदशाश्रेष्ठा॥२७॥इतिश्रीगणेशजीदैवज्ञात्मजकरुणाशंकरविरचितेज्योतिर्विद्भूषणेदशाफलकथनाध्यायोऽष्टमः८। जन्मशकेष्टशकांतरमिषुघ्नंगघ्नवेदाप्तंजानिवारघट्यादियुतंवाराद्यब्दप्रवेशः॥१संप्राप्ताब्दांकेर्कतष्टेजन्मांगाच्छेषांकसमभावेंथिहा॥२॥पार्श्वद्वयत्रिवेदेषुसप्तमेषुपादवृध्या ग्रहः पश्यति ॥ ३ ॥

ટીકા-શુભગ્રહમાં શુભગ્રહની દશા હોયતો સુખ જાણવું॥૨૬॥ ત્રીકવીના બીજે રહેલ બળ પામેલા ચંદરમાની દશા સારી જાણવી ॥ ૨૭ ॥ ઇતીશ્રી ગણેશજી દૈવજ્ઞાત્મજ કરૂણાશંકર વિરચિત્તે જોતિર્વિદ્ભુષણે સ્વકૃતાયાં ગુર્જર ભાષાયાં દશાફલ કથના ધ્યાયોઽષ્ટમઃ ॥ ૮ ॥ જનમ શક અને ઇછીત શકનું અંતર કરતાં શેષ રહે તેને પાંચ બે અને ૭ વડે ગુણી ચારે ભાગ લઈ તેમાં જનમકાળનાં વાર ઘડી પળ ભેળવવાથી વારાદીક વરસ પ્રવેશ જાણવો ॥ ૧ ॥ પ્રવરતમાન વરસનો અંક બારે ભાગતાં બાકી રહે તેટલામે ભાવે જનમના લગનથી મુંથા જાણવી॥૨॥ ગ્રહ રહ્યો હોય તહાંથી બે બાજુએ ત્રીજે, ચોથે, પાંચમે અને સાતમે અકેક વધતા પાયે જુવે એમ એક પાયેથી અનુક્રમ જાણવો ॥ ૩ ॥

सूर्यारेज्पानराश्चात्रान्येयुवतिग्रहाः ॥४॥ वर्षाधिपत्याधिकारिणः पंच ॥ ५ ॥ जन्मांगपोवर्षांगपोमुंथेशोदिवसेर्कजनपोरात्राव ब्जजनपोत्रैराशिकेशश्च ॥ ६ ॥ पंचाधिकारिणामंगाधिकेक्ष्यमाणोवर्षेश्वरः॥७॥ दृक्तुल्यतायांपंचवर्ग्यादिजबलाप्तबलोवर्षेश्वरः ॥ ८ ॥ दाग्वियसाम्येमुंथेशोवर्षेश्वरः ॥ ९ ॥

ટીકા-આ વીશયમાં રવી,મંગળ અને ગુરૂ પુરષ જાણવા અને બાકીના સ્ત્રી ગ્રહો જાણવા ॥ ૪ ॥ વરસના અધીપતી પણામાં પાંચ અધીકારીઓ જાણવા ॥ ૫ ॥ જનમનો સ્વામી બીજો, વરસનો સ્વામી ત્રીજો, મુંથાનો સ્વામી ચોથો, દિવસે વરસ બેસતું હોય તો રવીના રાશીનો સ્વામી અને રાતરે વરસ બેસતું હોય તો ચંદરના રાશીનો સ્વામી પાંચમો ત્રૈરાશી કે સ્વર ॥ ૬ ॥ પાંચે અધીકારીઓમાંનો જે ગ્રહ લગનને વધારે જોતો હોય તે વરસપતી જાણવો ॥ ૭ ॥ એઓમાંથી બે ગ્રહની લગન ઉપર સરખી દ્રષ્ટી હોય તો પંચ વર્ગી વીગેરેમાં અધીક લેખ પામ્યા હોય તે એ બેમાંથી વરસપતી જાણવો ॥ ૮ ॥ લગનને જોણી અને બળે એ બંને સરખા હોય તો મુંથાપતી વરસપતી જાણવો ॥ ૯ ॥

तद्बलमुत्तममध्यमाल्पभेदैस्त्रिधानुमेयं १०
तेषुफलभेदत्वात् ॥ ११ ॥ तिथ्यर्काष्टसप्तां
कनगांकमार्तंडाः सूर्यादिराह्वंतानांदीप्तां
शाः ॥१२॥ पुंग्रहाःदिनखेटास्त्रिखेटारात्रि
ग्रहाः॥१३॥ स्वस्वामिनावातान्मित्रेणवाब
लाढ्यशुभेनेक्षितयुतेंथिहाशुभा ॥ १४ ॥
स्वपारिणावाल्पबलेनपापेनेक्षितयुतेंथिहा
निंद्या॥१५॥मिश्रैयुतेक्षितेंथिहाबलवत्तरग्र
हफलदा॥१६॥मुंथहायाःशुभाशुभफलंत
दीशपाकेज्ञेयं ॥ १७ ॥

ટીકા-જે બળ ઊત્તમ મધ્યમ અને અલ્પ એમ ત્રેણ પ્રકારે જાણવું ॥ ૧૦ ॥ તેઓમાં ફળનો ફારફેર છે માટે ॥૧૧॥ પનર, બાર, આઠ, સાત, નવ, સાત, નવ, અને બાર એઓ રવી વીગેરે રાહુ સમેત ગ્રહોના દીપતાંશા જાણવા ॥ ૧૨ ॥ પુરૂષગ્રહોને દીવસગ્રહ જાણવા અને સ્ત્રી ગ્રહોને રાત્રીગ્રહ જાણવા ॥ ૧૩ ॥ પોતાનો સ્વામી કે સ્વામીનો મીત્ર કે બળ પામેલ ગ્રહે યુક્ત જોયેલ મુંથા સારી જાણવી ॥ ૧૪ ॥ પોતાના સ્વામીનો શત્રુ તથા અલ્પ બળ વાળા પાપગ્રહે યુક્ત કે જોએલ મુંથા હોય તો નઠારી જાણવી ॥ ૧૫ ॥ મીશ્ર ગ્રહોયે યુક્ત કે જોએલી મુંથા હોય તો અધીક બળવાળા ગ્રહ સમાન ફળ આપનારી જાણવી ॥૧૬॥ મુંથાનું શુભ અને અશુભ ફળ તેના સ્વામીની દશામાં જાણવું ॥ ૧૭॥

सूर्यभेसूर्येक्षितयुतेंथिहाशुभफलदा ।१८। चंद्रभेचंद्रेक्षितयुतेंथिहायशधर्मवृद्धिदा १९ चंद्रभेपापमात्रेक्षितातिदुःखदा॥२०॥कुज भेभौमेक्षितयुतेंथिहाशस्त्रादिघातंचरुधिर प्रकोपंचोष्मरुजंतनोति॥२१॥बुधभेबुधेक्षि तयुतेंथिहास्त्रीधर्मयशसौख्यदा॥२२॥गुरु भेजीवेक्षितयुतेंथिहापुत्रकलत्रादिसौख्य दा ॥२३॥कविभेकवीक्षितयुतेंथिहास्त्रीला भयशसौख्यदा ॥ २४ ॥

ટીકા-રવીના રાશીમાં રવીએ જોએલ કે યુકત મુંથા સારૂ ફળ આપનારી જાણવી ॥ ૧૮ ॥ ચંદરના રાશીમાં ચંદરે જોએલ કે યુકત મુંથા હોય તો યશ અને ધરમની વરધી કરનારી જા-ણવી ॥ ૧૯ ॥ ચંદરના રાશીમાં ફકત પાપગ્રહોએજ જોએલી મુંથા હોય તો અતીશે દુખ દેનારી જાણવી ॥ ૨૦ ॥ મંગળના રાશીમાં મંગળે જોયેલ કે યુકત મુંથા હોય તો શસ્ત્રાદિક ઘાત તથા લોહીવીકાર તથા ગરમાઇનો રોગ કરે ॥ ૨૧ ॥ બુધના રાશીમાં બુધે યુકત કે જોએલ મુંથા હોયતો સ્ત્રી ધરમયશનું સુખ કરે ॥૨૨॥ ગુરૂના રાશીમાં ગુરૂએ યુકત કે જોએલ મુંથા હોય તો સ્ત્રી પુત્રનું સુખ આપે ॥ ૨૩ ॥ શુકરના રાશીમાં શુકરે યુકત કે જોએલ મુંથા હોય તો સ્ત્રી લાભ યશ અને સુખની આપના-રી જાણવી ॥ ૨૪ ॥

शनिर्नेशनियुतेक्षितेंथिहाऽनिलगदार्थना
शाग्निभयमानभंगप्रदा॥२५॥तत्रापिबला
ढ्यजीवेक्षणतःशुभं॥२६॥ वर्षपेदीप्तेऽनुप
मादिप्तिः॥२७। स्वस्थेऽब्देपेस्थिरमनत्वम
र्थकिर्तिसौख्यंच॥२८॥मुदितेब्दपेयथेप्सित
फलावाप्तिः॥२९॥प्रसुप्तेवर्षेशेविपत्॥३०।
पीडितेब्दपेशत्रुष्कृतापीडा॥३१॥मौढ्यंग
तेब्दपेऽर्थनाशः ॥ ३२॥

ટીકા-શનીના રાશીમાં શનીએ યુકત કે જોયેલ મુંથા હોયતો વાયુનો રોગ ધનનો નાશ અગ્નીનો ભય, માનનો ભંગ કરનારી જાણવી ।। ૨૫ ।। તેમાં પણ બળ પામેલો ગુરૂ જોતો હોય તો શુભ જાણવું ।। ૨૬ ।। વરસનો સ્વામી દીપતા અવસ્થાનો હોય તો સારી દીપતી જાણવી ।। ૨૭ ।। સ્વસ્થા અવસ્થાનો હોય તો સ્થીર મન ધન કીરતીનું સુખ જાણવું ।। ૨૮ ।। વરસનો સ્વામી મુદીત અવસ્થામાં હોય તો ઇછીત ફળની પ્રાપતી જાણવી ।। ૨૯ ।। વરસનો સ્વામી સુપતા અવસ્થાનો હોય તો વીપત કરનારો જાણવો ।। ૩૦ ।। વરસનો સ્વામી પીડીત અવસ્થાનો હોય તો શત્રુએ કરેલી પીડા જાણવી ।। ૩૧ ।। વરસનો સ્વામી અસ્તનો હોય તો ધનનો નાશ જાણવો ।। ૩૨ ।।

उत्तमबलेर्केऽब्दपे भूधनकीर्तिलाभसुखादिक मारिनाशश्च॥३३॥ मध्यवीर्येर्केऽब्दपे नृपस्वजनपुत्रादितोल्पसुखं रोगविवादभयंच ३४ अल्पबलेर्केऽब्दपे नृपरोगाद्युग्रभयमर्थनाशश्च॥३५॥ उत्तमवीर्ये चंद्रेऽब्दपे पुत्रकलत्रराज्य सौख्यं स्वेतादिवस्तुतो धनाप्तिश्च॥३६॥ मध्यबलेऽब्जेऽब्दपे नृपाविरोधस्वजनवैरावित्त नाशादिकमहाभयंच ॥ ३७ ॥

ટીકા—ઊતમ બળવાળો રવી વરસનો સ્વામી હોયતો પરથકી ધન કીરતી લાભ સુખ અને શત્રુનો નાશ જાણવો ॥ ૩૩ ॥ મધ્યમ બળવાળો રવી વરસનો સ્વામી હોય તો રાજા પોતાનાં માણસો અને પુત્રાદીકનું થોડું સુખ અને રોગવિવાદનો ભય જાણવો ॥ ૩૪ ॥ અલ્પ બળ પામેલો રવી વરસનો સ્વામી હોય તો રાજા રોગ વીગેરેનો મોટો ભય અને ધનનો નાશ જાણવો ॥ ૩૫ ॥ ઊતમ બળ પામેલો ચંદરમા વરસનો સ્વામી હોય તો સ્ત્રી પુત્ર રાજ એઓથી સુખ અને ધોળી વસ્તુથી ધનનો લાભ જાણવો ॥ ૩૬ ॥ મધ્યમ બળવાળો ચંદરમા વરસનો સ્વામી હોય તો રાજાથી વીરોધ પોતાના માણસોથી વૈર ધનનો નાશ અને મોટો ભય જાણવો ॥ ૩૭ ॥

अल्पबलेचंद्रेब्दपेवातकफादिपीडारिभया
दिकमब्जपाकेमृत्युभयंच ॥३८॥ उत्तमावि
यैकुजेब्दपेनृपतिधनाप्तिविजयादिकंस्त्रीमा
र्गादितोधनोपलब्धिश्च ॥३९॥ मध्यबले
कुजेब्दपेस्वजननृपतिवैरधनक्षयादिकंलो
हाग्निगदभयंच ॥४०॥ अल्पबलेकुजेब्दपेसुत
मित्रकलहपीत्तोग्रोद्भवादिकंचौरास्त्राग्न्या
दिभयंच ४१ उत्तमबलेज्ञेब्दपेपठनादिलाभ
स्त्रीसुतमित्रादिसौख्यंव्यापारतोलाभश्च ४२

ટીકા—અલ્પ બળ પામેલો ચંદરમાં વરસનો સ્વામી હોયતો વાયુ કફ વીગેરેની પીડા શત્રુથી ભય અને તેની દશામાં મૃત્યુનો ભય જાણવો ॥ ૩૮ ॥ ઉતમ બળવાળો મંગળ વરસનો સ્વામી હોય તો રાજાથી ધનની પ્રાપતી વીજય અને સ્ત્રી વીગેરેથી ધનનો લાભ જાણવો ॥ ૩૯ ॥ મધ્યમ બળવાળો મંગળ વરસનો સ્વામી હોય તો પોતાનાં માણસો રાજા એઓથી વૈર ધનનો નાશ અને રોગ અગની તથા લોઢાથી ભય જાણવો ॥ ૪૦ ॥ અલ્પ બળવાળો મંગળ વરસનો સ્વામી હોય તો પુત્ર મીત્ર અને સ્ત્રી સાથે કલેશ પીતનો પ્રકોપ ચોર અગ્ની શસ્ત્રનો ભય જાણવો ॥ ૪૧ ॥ ઉતમ બળ પામેલો બુધ વરસનો સ્વામી હોય તો ભણવા વીગેરેથી લાભ સ્ત્રી પુત્ર મીત્રનું સુખ વેપારથી લાભ જાણવો ॥ ૪૨ ॥

मध्यबलेज्ञेब्दपेनिजवाक्यदोषार्थहान्यादि
कंपुत्रकलत्रमित्रकलहादिकंच ॥ ४३ ॥
अल्पबलेज्ञेब्दपेनृपज्नयानृतसाक्षिताक्लेशार्थ
नाशादिकंचौरज्नयनेत्रपिडादिकंच ॥४४॥
उतमबलेर्जावेब्दपेस्त्रीविलासपुत्रमित्रसौ
ख्यादिकंधनागमनारिपुविनाशसकलजन
वल्लनत्वंच ॥ ४५ ॥ मध्यबलेजीवेब्दपेनृ
पशत्रुलोकाविरोधकृशत्वादिकंचौरादिभयं
च ॥ ४६ ॥

ટીકા—મધ્યમ બળ પામેલો બુધ વરસનો સ્વામી હોય તો પોતાના વેણના દોશથી ધનની હાની વીગેરે પુત્ર મીત્ર સ્ત્રીથી કલેશ જાણવો ॥ ૪૩ ॥ અલ્પ બળ પામેલો બુધ વરસનો સ્વામી હોય તો રાજ ભય જુઠી સાક્ષી કલેશ ધનનો નાશ ચોરથી ભય આંખે પીડા વીગેરે જાણવું ॥ ૪૪ ॥ ઊતમ બળ પામેલો ગુરૂ વરસનો સ્વામી હોય તો સ્ત્રીથકી વીલાસ પુત્ર મીત્ર વીગેરેથી સુખ ધનનું આવવું શત્રુનો નાશ તમાંમ લોકોનું પ્રીતીપણું જાણવું ॥ ૪૫ ॥ મધ્યમ બળ પામેલો ગુરૂ વરસનો સ્વામી હોય તો રાજા શત્રુ અને લોકોથી વીરોધ તથા દુખળું થવું અને ચોર વીગેરેનો ભય જાણવો ॥ ૪૬ ॥

अल्पबलेजीवेब्दपेनृपतितोधननाशोबंधु विरोधवातोग्रपीडादिकंतनुक्षयश्च ॥४७॥ उत्तमबलेकवावब्दपेसुतामित्रकलत्रादिसुखंप्रतापारोग्यादिकंच॥ ४८॥मध्यबलेकवावब्दपेस्वजनविरोधश्लेष्मार्तिकार्यार्थहान्यादिकंमोहोद्भवश्च॥४९॥अल्पबलेकवावब्दपेसकलजनकलहार्थहानिशोकभयादिकंमतिसंक्षयश्च ॥ ५० ॥ उत्तमबलेशनावब्दपेवनपर्वतादितोलाभोवाणिज्यादितोलाभश्च ॥ ५१ ॥

ટીકા--અલ્પ બળવાળો ગુરૂવરસનો સ્વામી હોયતો રાજાથી ધનનો નાશ,ભઇઓથી વીરોધ, વાયુની પીડા તથા શરીરનો નાશ જાણવો ॥૪૭॥ ઊતમ બળવાળો શુકર વરસનો સ્વામી હોયતો પુત્ર, મીત્ર, સ્ત્રીથી, સુખ તથા પ્રતાપ અને તનદુરસ્તી વીગેરે જાણવું ॥ ૪૮ ॥ મધમ બળ પામેલો શુકર વરસનો સ્વામી હોય તો પોતાનાં માણસોથી વીરોધ સલેખમ, ઊધરસ વીગેરેની પીડા, ધનની હાની વીગેરે તથા મોહ થવાપણું જાણવું ॥ ૪૯ ॥ અલ્પ બળ પામેલો શુકર વરસનો સ્વામી હોય તો સરવ લોકથી ક્લેશધનની હાની શોક ભય વીગેરે તથા બુધીનો

નાશ જાણવો ।૫૦। ઊતમ બળ પામેલો શની વરસનો સ્વામી હોયતો વનપરવત વીગેરેથી લાભ તથા વેપારથી લાભજાણવો૫૧

मध्यबलेशनावब्दपेस्वजनराजविरोधवातोद्भवजठरपृष्ठार्तिनेत्ररुगादिकंधनहानिश्च ॥ ५२ ॥ अल्पबलेशनावब्दपेक्रियाविफलतानिलरुगर्थहान्यादिकंदंष्ट्रिजभयं मृत्युश्च ॥ ५३ ॥ जीवकवीहतरुचौनीचगेब्जेगदप्राप्तिः ॥ ५४ ॥ रंध्रपोंगेंगपोरंध्रेसौक्रुरयुतदृष्टौशस्त्रमृत्युकरौ ॥ ५५ ॥

ટીકા--મધમ બળ પામેલો શની વરસનોસ્વામી હોય તો પોતાનાં માણસો તથા રાજાથી વીરોધ તથા વાયુથી થએલ પેટ તથા બરડે પીડા તથા આંખે પીડાધનની હાની વીગેરે જાણવું ।।૫૨।। અલ્પ બળ પામેલો શની વરસનો સ્વામી હોય તો કરવા માંડેલ કામનું ફોગટપણું, વાયુનો રોગ, ધનની હાની વીગેરે તથા ડાઢવડે ઘાતકી જંતુઓનો ભય તથા મૃત્યુનો ભય જાણવો ।। ૫૩ ।। ગુરૂ અને શુકર અસ્ત ના હોય અને નીચનો ચંદરમા હોય તો રોગની પ્રાપતી જાણવી ।। ૫૪ ।। લગનનો સ્વામી આઠમે હોય અને આઠમાનો સ્વામી લગનમાં એઓ બંને પાપગ્રહે યુક્ત કે જોએલા હોય તો શસ્ત્રથી મૃત્યુ કરનારા જાણવા ।। ૫૫ ।।

जन्मांगेथिहेशावर्ककरलुप्तौयमेक्षितयुतौ रिष्टकरौ ॥ ५६ ॥ जन्मांगादष्टमाब्दांगमिंथिहापेक्षितयुतंरिष्टकरं ॥ ५७ ॥ शुभाद्दष्टाब्जोंगारिद्युनरंध्रांत्यगोरिष्टकरः ॥ ५८ ॥ तेष्वेवाब्जोकुजेक्षितयुतोशस्त्राग्निकष्टकरः ॥ ५९ ॥ तेष्वेवाब्जोशानियुतेक्षितोऽनिलप्रकोपकरः ॥ ६० ॥ कुजेक्षितयुताब्दांगपोरंध्रेमृतिदः ॥ ६१ ॥

ટીકા —જનમલગનનો અને મુંથાનો સ્વામી સૂર્યકીરણમાં અસ્ત હોય અને શનીએ યુકત કે જોયેલહોય તો રીશ્ટના કરનારા જાણવા ॥૫૬॥ જનમલગનથી આઠમું વરસ લગન હોય અને મુંથાના સ્વામી એ યુકત કે જોએલ હોયતો રીષ્ટ કરનારૂં જાણવું॥૫૭॥ શુભગ્રહોયે ન જોએલ ચંદરમાં લગનમાં છઠે, સાતમે, આઠમે, કે બારમે હોય તો રીષ્ટ કરનારો જાણવો ॥૫૮॥ એઓ સ્થાનોમાં ચંદરમાં મંગળે યુકત કે જોએલ હોય તો શસ્ત્ર ઇયા અગનીથી કષ્ટ કરનારો જાણવો ॥ ૫૯ ॥ એઓ સ્થાનમાં ચંદરમા શનીએ યુકત કે જોએલ હોય તો વાયુનો પ્રકોપ કરનારો જાણવો ॥ ૬૦ ॥ મંગળે યુકત કે જોયેલ વરસના લગનનો સ્વામી આઠમે હોય તો મૃત્યુ કરે ॥ ૬૧ ॥

लग्नेंथिहेशावर्कमंडलगावार्कियुतेक्षितौमृ
तिकरौ ॥६२॥ अर्थारिरंध्रांत्यगाक्रुरारिष्ट
प्रदाः ॥६३॥ शनियुतेक्षितेंथिहाऽनिलप्र
कोपदा ॥६४॥ षडष्टांत्यगापापयुतेंथिहा
शस्त्राग्निकष्टदा॥६५॥जन्मांगादस्तायुव्य
यबंधुगोंथिहारिष्टदा॥६६॥ तेषुक्रुरोक्षितयु
तोक्तारिष्टदा॥६७॥तेषुसौम्येक्षितयुतोक्ता
ल्परिष्टदा ॥६८॥

ટીકા—લગન અને મુંથાનો સ્વામી શનીએ યુકત કે જો- એલા સૂર્યમંડળમાં હોય તો મૃત્યુ કરનારા જાણવા ॥ ૬૨ ॥ બીજે, છઠે, આઠમે અને બારમે પાપગ્રહો હોય તો તે અરિષ્ટ કરનારા જાણવા ॥ ૬૩ ॥ શનીએ યુકત કે જોયેલ મુંથા વાયુનો પ્રકોપ કરે ॥ ૬૪ ॥ પાપગ્રહે યુકત કે જોએલ મુંથા છઠે, આઠમે કે બારમે હોય તો શસ્ત્ર અગનીથી કષ્ટ દેનારી જાણવી ॥ ૬૫ ॥ જનમ લગનથી ત્રીજે, સાતમે, આઠમે કે બારમે મુંથા હોય તો રીષ્ટ કરે ॥ ૬૬ ॥ તેમાં પાપગ્રહે યુકત કે જોએલ હોય તો કહ્યા મુજબ રીષ્ટ કરે ॥ ૬૭ ॥ તેમાં શુભગ્રહે યુકત કે જોએલ હોય તો કહ્યાથી થોડું રી- ષ્ટ કરે ॥ ૬૮ ॥

लग्नेंदोः षष्ठाष्टमांत्यगाः लग्नेंथिहायुपाः रिष्ट प्रदाः ॥६९॥ सांगपाः सौम्याकेंद्रत्रिकोण गारिष्टहंतारः ॥७०॥ बलाढ्येज्योकेंद्र स्थोरिष्टविनाशकरः ॥७१॥ लग्नपोशुभे क्षितयुतोकेंद्रगोरिष्टनाशकः ॥७२॥ मुंथ हेशोशुभेक्षितयुतोत्रिकोणकेंद्रगोरिष्टघ्नः ॥७३॥ केंद्रत्रिकोणगाः शुभाःत्र्यरिलाभ गाःक्रुराः लक्ष्मिप्राप्तिकराः ॥७४॥ स्वतुं गोपगौशनिशुक्रौकेंद्रस्थौधनप्रदौ॥७५॥

ટીકા—લગનને અને ચંદરમાથી છઠે, આઠમે કે બારમે લગન મુંથા અને આઠમાના સ્વામીઓ હોય તો રીષ્ટ કરે ॥ ૬૯ ॥ લગનના સ્વામીએ યુકત શુભગ્રહો કેંદર કે ત્રીકોણમાં હોય તો રીષ્ટને હણે ॥ ૭૦ ॥ બળ પામેલો ગુરૂ કેંદરમાં હોય તો રીષ્ટનો નાશ કરે ॥ ૭૧ ॥ શુભગ્રહે યુકત કે જોએલ લગનનો સ્વામી કેંદરમાં હોય તો રીષ્ટને હણે ॥ ૭૨ ॥ મુંથાનો સ્વામી શુભગ્રહે યુકત કે જોએલ ત્રીકોણ કે કેંદરમાં હોય તો રીષ્ટનો નાશ કરે ॥ ૭૩ ॥ શુભગ્રહો કેંદર કે ત્રીકોણમાં હોય અને પાપગ્રહો ત્રીજે, છઠે કે અગીયારમે હોય તો ધનની પ્રાપતી કરે ॥૭૪॥ ઊંચના શની અને શુકર કેંદરમાં હોય તો ધનની પ્રાપતી કરે॥ ૭૫ ॥

शुभेक्षितयुतोंबुपोतुर्यैधनाप्तिकरः॥ ७६ ॥ लग्नेज्योशुभेक्षितयुतोद्रव्यप्राप्तिकरः ॥ ७७ ॥ शुभेक्षितयुतोर्थपोलग्नगोधनप्रदः॥७८॥धर्मेशोंगेसौम्ययुतदृष्टोद्रव्यदः ॥७९॥ लग्नेज्योंगपेनास्तस्थेनेक्षितोक्षितिपेभ्योधनाप्तिकरः ॥८०॥ जीवयुतार्थेशोर्थेर्थवृद्धिकरः ॥ ८१ ॥ लग्नपोवनिजयुतेक्षितोरंध्रेपवनापित्तकफकृच्चधनक्षयकरः ॥ ८२ ॥

ટીકા—શુભગ્રહે યુક્ત કે જોએલો ચોથાનો સ્વામી ચોથે હોય તો ધનની પ્રાપતી કરે ॥ ૭૬ ॥ લગનમાં ગુરૂ શુભગ્રહે યુક્ત કે જોએલો હોય તો ધનની પ્રાપતી કરે ॥ ૭૭ ॥ શુભગ્રહે યુક્ત કે જોએલો બીજાનો સ્વામી લગનમાં હોય તો ધનની પ્રાપતી કરે ॥૭૮॥ શુભગ્રહે યુક્ત કે જોએલ નવમાનો સ્વામી લગનમાં હોય તો ધન આપે ॥ ૭૯ ॥ સાતમે રહેલ લગનના સ્વામીએ જોયેલો ગુરૂ લગનમાં હોય તો રાજાઓથી ધન પ્રાપતી કરે ॥ ૮૦ ॥ બીજાનો સ્વામી બીજે ગુરૂ યુક્ત હોય તો ધનની વૃધી કરે ॥ ૮૧ ॥ લગનનો સ્વામી મંગળે યુક્ત કે જોયેલો આઠમે હોય તો વાત પીત અને કફ કરે તથા ધનનો નાશ કરે ॥ ૮૨ ॥

ग्रहाःस्वदीप्तांशमध्येष्वत्यंतंशुभदाः ८३॥ तदतिक्रमेन्युनफलप्रदाः ॥ ८४ ॥ मृतिपेनान्वितोगेशोयद्भावस्थोतद्भावहानिप्रदः ॥ ८५ ॥ जनुवर्षयोसबलाग्रहापुर्णफलप्रदाः ॥ ८६ ॥ येग्रहाजन्मनिबलाढ्याः वर्षेहीनबलास्तेब्दपूर्वभागेशुभाश्चापरभागेनेष्टाः ॥ ८७ ॥ जनुषिहीनबलाग्रहावर्षेबलाढ्यास्तेब्दपूर्वभागेऽशुभाश्चापरभागेशुभाः ॥ ८८ ॥

ટીકા—પોતાના દીપતાં અંશોમાં રહેલા ગ્રહો અત્યંત શારૂં ફળ આપનારા જાણવા ॥ ૮૩ ॥ દીપતાં અંશોથી વધતા હોય તો ઓછું આપનારા જાણવા ॥ ૮૪ ॥ લગનનો સ્વામી આઠમાના સ્વામી સાથે જે ભાવમાં રહ્યો હોય તે ભાવનો નાશ જાણવો ॥ ૮૫ ॥ જનમ અને વરશ એ બંનેમાં બળવાળા ગ્રહો હોય તે પરીપુરણ ફળ આપનારા જાણવા ॥ ૮૬ ॥ જે ગ્રહો જનમમાં બળ પામેલો હોય અને વરશમાં હીન બળવાળા હોય તો વરશના પેહેલા ભાગમાં સારૂં ફળ આપે અને વરશના પાછળના ભાગમાં નઠારૂં ફળ આપે એમ જાણવું ॥૮૭॥ જે ગ્રહો જનમમાં હીન બળવાળા હોય અને વરશમાં સારા બળવાળા હોય તો તે ગ્રહો વરશના પેહેલા ભાગમાં અશુભ ફળ આપે અને છેલા ભાગમાં સારૂં ફળ આપે એમ જાણવું ॥ ૮૮ ॥

उन्नयत्रविर्यहीनास्तेत्यंतमनिष्टाः ॥८९॥
स्वस्वामिशुन्नेक्षितयुतंसहमंबलयुतं।९०।
तद्विपर्ययेबलहीनंसहमं ॥ ९१ ॥ बलाब
लविचारेणयेषांसंन्नवस्तान्येवफलदानि
।९२।सहमाधिपवशात्सहमबलाबलं।९३।
सहमस्थानादिवशादपिबलाबलं ॥ ९४॥
द्वयोर्बलाबलानुमानेनासिद्धंबलं ॥ ९५ ॥
सहमफलेषुफलाप्तियोग्यतयाफलं॥९६॥

ટીકા—જનમ તથા વરશ બંનેના હીન બળવાળા હોય તો ઘણા ખરાબ જાણવા ॥ ૮૯ ॥ પોતાના સ્વામીએ અગર શુભગ્રહે યુક્ત કે જોએલું સહમ બળવાળું જાણવું ॥ ૯૦ ॥ એથી ઉલટું હોય તો બળહીન જાણવું ॥ ૯૧ ॥ બલાબળના વીચાર વડે જેઓનો ફળ આપવાનો સંભવ હોય તેઓજ ફળ આપે ॥ ૯૨ ॥ સહમના સ્વામીથી પણ સહમનું બલાબળ જાણવું ॥ ૯૩ ॥ સહમના સ્થાનાદીકથી પણ બલાબળ જાણવું ॥ ૯૪ ॥ બંને બલાબળ જોવાની રીતથી અનુમાન કરી સીધ બલાબળ જાણવું ॥ ૯૫ ॥ સહમ વીગરેના ફળ કેવામાં ફળ પ્રાપતીની યોગ્યતા હોય તો ફળ કેવું ॥ ૯૬ ॥

द्विवार्षिकबालस्यात्मजसंभवेपिनवाच्यं ॥ ९७ ॥ तद्वदेषोयोगोषंढानामपिनवाच्यः॥ ९८ ॥तद्वद्वंध्यादिनामपिनोवाच्यः ॥९९॥ एवमखिलेषुविमृश्यवाच्यं॥१००॥ सहमादिनामेकाब्देनैवफलोपलब्धित्वात् ।१।सहमतादिशांतरभागास्वोदयघ्नाखखाग्निनक्तालब्धंफलाप्तिसिमाख्यदिनानि।२। रोमकोक्तानयारित्याफलाप्तिसिमाख्यदिनानिवाच्यानि ॥ ३ ॥

ટીકા—બે વરશના બાળકને પુત્ર સહમનો સંભવ હોય તો પણ કેવો નહી ॥ ૯૭ ॥ તેમજ એ યોગ હીજડાને હોય તો પણ ન કેવો ॥ ૯૮ ॥ તેમજ વાંઝણી વીગરેને ન કેવો ॥ ૯૯ ॥ એ પ્રમાણે તમાંમ બાબતમાં વીચાર કરી કેવું ॥ ૧૦૦ ॥ સહમાદી કોનું ફળ એક વરશમાંજ મળે છે માટે ॥ ૧ ॥ સહમ અને તેનો સ્વામી એઓના અંતરના અંશો પોતાના ઉદયમા નેં ગુણી ત્રૈણસેંયેં ભાગ લેતાં લબ્ધ આવે તે ફળ મળવાના અવધીના દીવસો જાણવા ॥ ૨ ॥ રોમકાચાર્યની કહેલી આ રીતીયે ફળ પ્રાપતીના અવધી દીવસો કેવા ॥ ૩ ॥

पूर्णबलोर्कःस्वदशायांगजाश्वलाभबलकां
त्यादिकंतनुयात्॥४॥स्वदशायांव्यापारपु
रग्रामादितोद्रव्यलाभसुखदोमध्यबलोर्कः
॥ ५ ॥ स्वदशायांरोगशोकभयादिप्रदोऽ
ल्पबलोर्कः ॥६॥स्वदशायांतेजोभ्रंशघात
नैस्वबंधुविरोधादिप्रदोविबलोर्कः ॥ ७ ॥
पूर्णबलश्चंद्रोनृपलाभधनाप्तिशत्रुक्षयादि
प्रदःस्वदशायां॥ ८ ॥ मध्यबलश्चंद्रोव्या
पारार्थलाभधर्मोदयादिप्रदःस्वदशायां॥९॥

ટીકા—પુરણ બળ પામેલો રવી પોતાની દશામાં હાથી ઘોડા કાંતી બળ વીગરેનું સુખ આપે ॥ ૪ ॥ મધ્યમ બળ પામેલો રવી પોતાની દશામાં વેપાર ગામ વીગરેથી સુખ દેનારો જાણવો ॥ ૫ ॥ અલ્પ બળ પામેલો રવી પોતાની દશા માં રોગ શોક ભય વીગરે આપે ॥ ૬ ॥ બળ વીનાનો રવી પોતાની દશામાં ભઇઓથી વીરોધ તેજની હાની-ઘાત નીરધનપણું કરે ॥ ૭ ॥ પુરણ બળ પામેલો ચંદરમા પોતાની દશામાં રાજાથી લાભ, ધનની પ્રાપતી, શત્રુનો નાશ કરે ॥ ૮ ॥ મધ્ય બળ પામેલો ચંદરમા પોતાની દશામાં વેપારથી ધનનો લાભ અને ધરમનો ઉદય કરે ॥ ૯ ॥

स्त्रीमित्रपुत्रदारादिवैरस्वार्थनाशादिकरोल्प बलश्चंद्रस्वदशायां ॥ १० ॥ स्वदशायां भिक्षाटनवातपित्तकफार्तिस्वजनवैरादिप्र दोविबलश्चंद्रः॥११॥पूर्णवीर्योकुजःस्वदशा यांरणजयनृपतिसमागमधनाप्तिकरः१२ मध्यबलोवनिजोरिपुभयरुधिरामयादिप्र दस्वदशायां ॥ १३ ॥ स्वदशायांपुत्रमि त्रदारादिविरोधादिप्रदोल्पवीर्योवनिनंद नः॥ १४ ॥ विवीर्योंगारकःस्वदशायांब लार्थस्वजननाशप्रदोमृत्युप्रदश्च ॥ १५ ॥

ટીકા—અલ્પ બળ પામેલો ચંદરમા પોતાની દશામાં સ્ત્રી પુત્ર અને મીત્રથી વેર તથા ધનનો નાશ કરે ॥ ૧૦ ॥ બળ વીનાનો ચંદરમા પોતાની દશામાં પોતાના માણસોથી વેર,વાત, પીત, કફનો રોગ તથા માગી ખાવા વીગરે કરે॥૧૧॥ પુરણ બળ પામેલો મંગળ પોતાની દશામાં લડાઈમાં ફતે રાજાનો સમાગમ અને ધનની પ્રાપતી કરે ॥૧૨॥ મધ્યમ બળ પામેલો મંગળ પોતાની દશામાં શત્રુથી ભય રૂધીર વીકાર વીગરે કરે ॥૧૩॥ અલ્પ બળ પામેલો મંગળ પોતાની દશામાં પુત્ર સ્ત્રી અને મીત્રથી વીરોધ વીગરે કરે ॥૧૪॥ બળ વીનાનો મંગળ પોતાની દશામાં બળધન અને પોતાના માણસોનોનાશ તથા પોતાનું મૃત્યુકરે૧૫

पूर्णबलोज्ञःस्वदशायांस्वहस्तार्जितार्थस्व
जनभृत्यराज्यसौख्यप्रदः१६मध्यबलोज्ञ
स्वदशायांबुद्धिवृधिविद्याविलासादिप्रदः
१७अल्पबलोज्ञस्वदशायांस्वजनभृत्यवि
रोधकीर्तिक्षयादिप्रदः।१८॥विवियोंज्ञस्व
दशायांवित्तमातिक्षयादिप्रदः१९सबलसुरे
ज्यस्वदशायांमानकीर्तिराज्यसुखादिप्रदः
।२०।मध्यबलोजीवस्वदशायांव्यापारार्था
गमपुत्रमित्रकलत्रादिसुखप्रदः ॥ २१ ॥

ટીકા—પુરણ બળ પામેલો બુધ પોતાની દશામાં પોતાના હાથે ઉતપન કરલ ધન પોતાનાં માણસો તથા ચાકર તથા રાજ્ય એઓનું સુખ આપે ।। ૧૬ ।। મધ્યમ બળ પામેલો બુધ પોતાની દશામાં બુધીની વ્રધી વીદીયાનો વીલાસ કરે ।। ૧૭।। અલ્પ બળ પામેલો બુધ પોતાની દશામાં પોતાનાં માણસો તથા ચાકરોથી વીરોધ કીરતીનો નાશ વીગરે કરે ।। ૧૮ ।। બળ વીનાનો બુધ પોતાની દશામાં ધનનો ઘણો નાશ કરે ।।૧૯।। પુરણ બળવાળો ગુરૂ પોતાની દશામાં માન કીરતી અને રાજ સુખ વીગરે આપે ।। ૨૦ ।। મધ્યમ બળ પામેલો ગુરૂ પોતાની દશામાં વેપારથી ધનનું આવવું પુત્ર સ્ત્રી અને મીત્રનું સુખ કરે ।। ૨૧ ।।

अल्पबलोजीवोमित्रपुत्रकलत्रविरोधादि प्रदस्वदशायां ॥ २२ ॥ विवियोंजीव स्वदशायांदुखागमधमार्थनाशादिप्रदः ॥ २३ ॥ पूर्णबलोभृगुस्वदशायांराज्य कलत्रार्थसुखादिप्रदः ॥ २४ ॥ मध्यब लोभृगुःस्वदशायांस्त्रिपक्षार्थागमांबरमिष्टा न्नादिप्रदः ॥२५॥ अल्पबलोभृगुसहोत्था त्मजकामिनीक्लेशादिप्रदस्वदशायां॥२६॥ विवियोंभृगुस्वदशायांसंभ्रमणज्ञानयशा र्थनाशकरः ॥ २७ ॥

ટીકા—અલ્પ બળ પામેલો ગુરૂ પોતાની દશામાં સ્ત્રી પુત્ર અને મીત્રાદીકથી વીરોધ કરે ॥ ૨૨ ॥ બળ વીનાનો ગુરૂ પોતાની દશામાં દુખ તથા ધરમ અને ધનનો નાશ કરે ॥૨૩॥ પુરણ બળવાળો શુકર પોતાની દશામાં રાજ સ્ત્રી તથા ધનનું સુખ કરે ॥ ૨૪ ॥ મધ્યમ બળવાળો શુકર પોતાની દશામાં સ્ત્રીના પક્ષથી ધનનું આવવું તથા વસ્ત્ર ભોજન વીગરેનું શુખ કરે ॥ ૨૫ ॥ અલ્પ બળ પામેલો શુકર પોતાની દશામાં સ્ત્રી પુત્ર તથા ભઇ વીગરેથી કલેશ કરે ॥ ૨૬ ॥ બળ વીનાનો શુકર પોતાની દશામાં રખડવું તથા જ્ઞાનયશ અને ધનનો નાશ કરે ॥ ૨૭ ॥

पूर्णबलोर्कजस्वदशायांनीचाधिपत्यपरांग
नाप्तिसुखादिप्रदः ॥ २८ ॥मध्यबलोर्कज
स्वदशायांस्वजनविरोधार्थनाशादिप्रदः
॥२९॥ अल्पबलोर्कजस्वदशायांमित्रकल
त्रपुत्रादिक्लेशप्रदः॥३०॥ विवीर्योर्कजस्वद
शायांसुतदारामित्रदुःखदोमृत्युप्रदश्च ३१
लग्नदशाफलंतदीशवशाद्वाच्यं॥३२॥मासे
श्वरोमासांगपोनकल्पनीयः॥३३॥पंचाधि
कारिणांजन्मपस्थानेऽब्दपोऽब्दपस्थानेमा
सांगपंसंस्थाप्याब्दपवत्मासपोकार्यः।३४।

ટીકા—પુરણ બળ પામેલો શની પોતાની દશામાં નીચ અધીકાર તથા પરસ્ત્રીની પ્રાપતી વીગરે સુખ કરે ॥ ૨૮ ॥ મધ્યમ બળ પામેલો શની પોતાની દશામાં પોતાના માણસોથી વીરોધ તથા ધનનો નાશ કરે ॥ ૨૯ ॥ અલ્પ બળ પામેલો શની પોતાની દશામાં સ્ત્રી પુત્ર તથા મીત્રથી કલેશ કરે ॥૩૦॥ બળ વીનાનો શની પોતાની દશામાં સ્ત્રી, પુત્ર, મીત્રાદીકથી દુખ તથા મૃત્યુ કરે ॥ ૩૧ ॥ લગનની દશાનું ફળ તેના સ્વામીથી જાણવું ॥૩૨॥ માસના લગનનો સ્વામી માસેશ્વર કલ્પના કરવો નહી ॥૩૩॥ પંચાધીકારીઓમાં જનમપતીનાસ્થાને વરશપતી અને વરશપતીના સ્થાને માસના લગનનો સ્વામી દાખલ કરી વરશના સ્વામીની માફક માસેશ્વર પણ કરવો ॥ ૩૪ ॥

मासपनवांशपादितोफलाविशेषः॥३५॥शे
षंवर्षवत्फलंविमृश्यवाच्यं ॥३६॥ इतिश्री
गणेशजीदैवज्ञात्मजकरुणाशंकरविरचिते
ज्योतिर्विद्भूषणेवर्षफलकथनाध्यायोनवमः
॥९॥ शुभेसिंधुरास्यमादौसंस्मरेत्॥ १ ॥
दिनक्षयर्द्धिसंक्रमगणयामार्द्धवैधृतिपातकु
लिकंशुभेसंत्यजेत् ॥ २ ॥गंडांतमेकार्गल
मसितानंगचतुर्दिनंपित्रोक्षयदिनंखलहोरां
सूर्याब्जक्रांतिसाम्यंनिशादिनार्द्धेच॥ ३ ॥

ટીકા—માસ પતીના નવાંશપતી વીગરેથી ફળની વીસેશતા જાણવી ।। ૩૫ ।। બાકી રહ્યુ તે વરશના ફળની માફક વીચાર કરી કહેવું ।। ૩૬ ।। ઇતીશ્રીગણેશજીદૈવજ્ઞાત્મજ કરૂણાશંકર વીરચીતેજ્યોતીર્વિદ્ભુશણે સ્વકૃતાયાં ગુર્જર ભાશાયાં વર્શફળ કથનાધ્યાયો નવમઃ ।। ૯ ।। શુભ કામમાં પેહેલું ગજાનનનું સ્મરણ કરવું ।। ૧ ।। તીથીનો ક્ષય અને વૃધી તથા તમાંમ સંક્રમણ તથા યામાર્ધયોગ વૈધૃત વ્યતીપાત અને કુલીક એઓ શુભ કામમાં તજવાં ।। ૨ ।। ગંડાંત એ કાર્ગલ તથા અંધારી તેરશથી ચાર દાડા માબાપનો સંવછરીનો દાડો પાપગ્રહની હોરા રવી ચંદરનો ક્રાંતીસામ્ય મધ્યાન તથા મધ્યરાત્રી એઓ પણ શુભકામમાં તજવાં ।। ૩ ।।

परिघादिदलंमात्रार्त्तवंजन्ममासादिकंग्रहणर्क्षंविष्ठयाशूवगंडातिषुयुतिषुत्र्यंकेष्वंकरसर्तुपूर्वघटिकाश्च ॥ ४ ॥ ग्रहजनिमरणोद्भवंसुतकंदुश्चिन्हान्यग्रजज्येष्टंपापयुगितैष्यन्नानिविद्धर्क्षंजन्मपकवीज्यास्तंव्याध्यशुभचंद्रादिकंशुभेसंत्यजेत् ॥ ५ ॥ सूर्यर्क्षात्पंचाशनयोश्चाग्न्यस्त्रसाध्यंसिद्धिदंशुभंन ॥ ६ ॥

ટીકા—પરીઘનો પેહેલો અરધભાગ માતુનું રતુ જનમના માસ તીથીવાર નક્ષત્રાદીક ગ્રહણનું નક્ષત્ર અને યોગોમાં વિશકુંભની પેહેલી ત્રણ ઘડી વ્યાઘાતની પેહેલી નવ ઘડી શુલની પેહેલી પાંચ ઘડી વજ્રની પેહેલી નવ ઘડી ગંજની પેહેલિ ૭ ઘડી અતીગંજની પેહેલી ૭ ઘડી એઓપણ શુભકામમાં તજવાં ॥૪॥ ગ્રહણ જનમ અને મરણનું સુતક નઠારાં ચીન્હ પેહેલા સંતાનનો જેષ્ટમાસ પાપગ્રહે ભોગવેલ તથા યુકત તથા ભોગવવાનું નક્ષત્ર તથા વેધવાળુ નક્ષત્ર તથા જનમપતી ગુરૂ અને શુકરનો અસ્ત વ્યાધી અને અશુભ ચંદરમા વીગરે શુભ કામમાં તજવાં ॥ ૫ ॥ સૂર્યના પનરીઆ નક્ષત્રથી પાંચમા અને દશમા નક્ષત્રમાં અગની અને શસ્ત્ર વડે સાધ્ય કામ સીધી આપનારૂં જાણવું અને બીજું શુભ કામ કરવું નહી ॥ ૬ ॥

सप्तमाष्टमयोश्च॥७॥चतुर्दशपंचदशयोश्च ॥८॥अष्टादशैकोनविंशयोश्च ॥९॥ एकविंशादिषुभेषुच ॥१०॥ अश्विन्यादिनांस्वेशतोसंज्ञा॥११॥अश्विन्याःदस्त्राविशः॥१२॥ भरणीशोयमः ॥ १३ ॥ कृत्तिकेशोदहनः ॥१४॥ रोहिणीशोब्रह्मा ॥१५॥ मृगस्येशश्चंद्रः॥१६॥आर्द्रेशोमहादेवः॥१७॥ पुनर्वसुपोऽदितिः ॥१८॥ पुष्येशोगुरुः॥ १९ ॥ आश्लेषेशःसर्पः ॥ २० ॥

ટીકા—સાતમા અને આઠમામાં પણ એમજ જાણવું ॥૭॥ ચઉદમા અને પનરમામાં પણ એમજ જાણવું ॥ ૮ ॥ અઢારમા અને ઓગણીશમામાં પણ એમજ જાણવું ॥ ૯ ॥ એકવીશમા નક્ષત્રથી પાંચ નક્ષત્રમાં પણ એમજ જાણવું ॥૧૦॥ અસ્વિની વીગરે નક્ષત્રોની તેઓના સ્વામીથી સંજ્ઞા જાણવી ॥ ૧૧ ॥ અસ્વનીનો સ્વામી દસ્ર એટલે અસ્વની કુમાર જાણવો ॥ ૧૨ ॥ ભરણીનો સ્વામી યમ જાણવો ॥ ૧૩ ॥ કરતીકાનો સ્વામી અગની જાણવો ॥ ૧૪ ॥ રોહીણીનો સ્વામી બ્રહ્મા જાણવા ॥ ૧૫ ॥ મૃગશરનો સ્વામી ચંદરમા જાણવો ॥૧૬॥ આડદરાનો સ્વામી મહાદેવ જાણવા ॥૧૭॥ પુનરવસુનો સ્વામી અદીતી જાણવો ॥૧૮॥ ગુરૂ પુશનો સ્વામી જાણવો ॥ ૧૯ ॥ અશલેશાનો સર્પ સ્વામી જાણવો ॥૨૦॥

मघेशःपितरः॥२१॥पूर्वाफाल्गुनीशोभगः ॥२२॥उत्तराफाल्गुनीशोऽर्यमा ॥२३॥ हस्तेशोर्कः॥२४॥चीत्रेशस्त्वष्टा ॥२५॥ स्वातिशोवायुः॥२६॥ विशाखेंद्राग्निदेवताद्वयं ॥२७॥अनुराधेशोमित्रः ॥२८॥ ज्येष्टेशोवज्री॥२९॥मूलेशोराक्षस ॥३०॥ पूर्वाषाढायाश्चजलं॥ ३१ ॥ उत्तराषाढायाश्चविश्वे ॥३२॥अभिजितश्चविधिः॥३३॥श्रवणस्य विष्नुश्च॥ ३४॥धनिष्टायाश्चवसवः॥३५॥

ટીકા—મઘાનો પીતૃ સ્વામી જાણવો ॥ ૨૧ ॥ પુરવાફાલ ગુનીનો ભગ સ્વામી જાણવો ॥૨૨॥ ઉતરાફાલગુનીનો અર્યમા સ્વામી જાણવો ॥ ૨૩ ॥ હસ્તનો રવી સ્વામી જાણવો ॥૨૪॥ ચીત્રાનો વીશ્વકરમા સ્વામી જાણવો ॥૨૫॥ સ્વાંતીનો વાયુ સ્વામી જાણવો ॥ ૨૬ ॥ વીશાખાના ઇંદર અને અગની બે સ્વામી જાણવા ॥ ૨૭ ॥ અનુરાધાનો મીત્ર સ્વામી જાણવો ॥ ૨૮ ॥ જેસ્ટાનો ઇંદર સ્વામી જાણવો ॥ ૨૯ ॥ મુળનો રાક્ષસ સ્વામી જાણવો ॥ ૩૦ ॥ પુરવાશાઢાનો જળ સ્વામી જાણવો ॥ ૩૧ ॥ ઉતરાશાઢાનો વીસ્વે સ્વામી જાણવો ॥ ૩૨ ॥ અભીજીતનો વીધી સ્વામી જાણવો ॥ ૩૩ ॥ શ્રવણના વીશનુ સ્વામી જાણવા ॥૩૪॥ ધનેષ્ટાના વસુસ્વામી જાણવા ॥ ૩૫ ॥

शततारकायाश्चवरुणः ॥३६॥पूर्वाभाद्रप
दायाश्चाजैकचरणः ॥३७॥ उतराभाद्रप
दायाश्चाहिर्बुध्न्यः ॥३८॥ रेवत्याश्चपूषा
॥ ३९ ॥ रोहिणीयुतोत्तरात्रयंस्थिरंध्रुवंच
॥ ४० ॥ पूर्वात्रयमघायुताभरणीक्रुरोग्रा
च ॥ ४१ ॥ श्रवणत्रयपुनर्वसुयुतास्वाती
चलाचराच ॥ ४२ ॥ अश्विन्यभिजिद्युत
हस्तभंलघुक्षिप्रंच ॥ ४३ ॥ चित्रानुराधा
रेवतीयुतंदुजंमृदुमैत्रंच ॥ ४४ ॥

ટીકા—શતભીશાનો વરૂણ સ્વામી જાણવો ॥ ૩૬ ॥ પુરવા ભાદ્રપદનો અજૈક ચરણ સ્વામી જાણવો ॥૩૭॥ ઉતરા ભાદ્રપદનો અહીર બુધ્ન સ્વામી જાણવા ॥ ૩૮ ॥ રેવતીનો પુશા સ્વામી જાણવો ॥ ૩૯ ॥ રોહણી અને ત્રૈણ ઉતરા એઓની સ્થીર અને ધ્રુવ એવી સંજ્ઞા જાણવી ॥ ૪૦ ॥ ત્રણ પુરવા મઘા અને ભરણી એઓની ક્રુર અને ઉગ્રસંગના જાણવી ॥ ૪૧ ॥ શ્રવણથી ત્રણ પુનર્વસુ અને સ્વાંતી એઓની ચલ અને ચર એવી સજ્ઞા જાણવી ॥૪૨॥ અસ્વની અભીજીત અને હસ્ત એઓની લઘુ અને ક્ષીપ્ર એવી સંજ્ઞા જાણવી ॥૪૩॥ ચીત્રા અનુરાધા રેવતી અને મૃગશર એઓની મૃદુ અને મૈત્ર સંજ્ઞા જાણવી ॥ ૪૪ ॥

कृत्तिकाविशाखाभेसाधारणेमिश्रेच॥४५॥
ज्येष्टाश्लेषार्द्रायुतमूलंदारुणंतिक्ष्णंच॥४६।
स्थिरादिभेषुसंज्ञातुल्यंकार्यमाचरणीयं
॥४७॥सूर्यस्थिरसंज्ञः॥४८॥चंद्रश्चंचलसं
ज्ञः।४९॥भौमःउग्रसंज्ञः॥५०॥बुधोमिश्र
संज्ञः ॥ ५१ ॥ गुरुक्षिप्रसंज्ञः ॥ ५२ ॥
शुक्रोमृदुसंज्ञः ॥ ५३ ॥ शनिर्दारुणसंज्ञः
॥ ५४ ॥ नक्षत्रसमाननाथेषुदिनरात्रिमुहू
र्तेषुनक्षत्रोक्तंकर्मकार्यं॥ ॥ ५ ॥ दिनादि
तिथिलवेशःशिवस्तत्रार्द्रोक्तंकर्मकार्यं।५६।

ટીકા—કરતકા અને વીશાખાની સાધારણ અને મીશ્રસંજ્ઞા જાણવી ॥૪૫॥ જેષ્ટા, અશલેશા, આરદરા અને મુળ એઓની દારૂણ અને તીક્ષણ સંજ્ઞા જાણવી ॥૪૬॥ સ્થીરાદીકનક્ષત્રોમાં સંજ્ઞા બરાબરીઆં કામો કરવાં ॥ ૪૭ ॥ રવીનીસ્થીર સંજ્ઞા જાણવી ॥ ૪૮॥ ચંદરમાની ચર સંજ્ઞા જાણવી ॥૪૯॥ મંગળની ઉગ્રસંજ્ઞા જાણવી ॥૫૦। બુધની મીશ્ર સંજ્ઞા જાણવી॥૫૧ ગુરૂની ક્ષીપ્ર સંજ્ઞા જાણવી ॥૫૨॥ શુકરની મૃદુ સંજ્ઞા જાણવી ॥ ૫૩ ॥ શનીની દારૂણ સંજ્ઞા જાણવી ॥૫૪॥ નક્ષત્ર સમાન સ્વામીવાળા દીન રાત્રીના મુહુરતોમાં તે તે નક્ષત્રોમાં કહેલું કામ કરવું ॥૫૫॥ દીનમાનના પેહેલા પનરભાગના અધીપતી મહાદેવ છે જેથી તેમાં આરદરામાં કહેલ કામ કરવું ॥ ૫૬ ॥

दिनेद्वितियस्तिथिलवेशःसर्पस्तत्राश्लेषोक्तं कर्मकार्यं॥५७॥दिनेतृतियोमित्रस्तत्रानुराधोक्तं॥५८॥चतुर्थपितातत्रमघोक्तंदिने ५९ पंचमोवसुस्तत्रधानिष्टोक्तंदिने ॥६०॥ दिनेषष्टोंबुस्तत्रपूर्वाषाढोक्तं६१॥ दिनेसप्तमो विश्वेतत्रोत्तराषाढोक्तं ॥६२॥ दिनेष्टमोविधिस्तत्राभिजिदुक्तं॥६३॥दिनेनवमोब्रह्मा तत्ररोहिण्युक्तं ॥ ६४॥ दिनेदशमोवज्री तत्रज्येष्टोक्तं ॥ ६५ ॥

ટીકા—દીવસે બીજા ભાગનો સ્વામી સર્પ છે માટે તેમાં અશ્લેશામાં કહેલ કામ કરવું ॥ ૫૭ ॥ ત્રીજા મુહુરતનો સ્વામી મીત્ર છે તેમાં અનુરાધામાં કહેલ કામ કરવું ॥ ૫૮ ॥ ચોથા મુહુરતનો સ્વામી પીતૃ છે તેમાં મઘામાં કહેલ કામ કરવું ॥૫૯॥ પાંચમા મુહુરતનો સ્વામી વસુ છે તેમાં ધનેષ્ટામાં કહેલ કામ કરવું ॥ ૬૦ ॥ દીવસે છઠા મુહુરતનો સ્વામી જળ છે તેમાં પુરવાશાઢામાં કહેલ કામ કરવું ॥૬૧॥ આતમા મુહુરતનોસ્વામી વીસ્વે છે તેમાં ઉતરાશાઢામાં કહેલ કામ કરવું ॥૬૨॥ આઠમો વીધી છે તેમાં અભીજીતમાં કહેલ કામ કરવું ॥૬૩॥ નવમાનો સ્વામી બ્રહ્મા છે તેમાં રોહીણીમાં કહેલ કામ કરવું ॥૬૪॥ દસમાનો સ્વામી ઇંદર છે તેમાં જેષ્ટામાં કહેલ કામ કરવું ॥૬૫॥

एकादशइंद्राग्नीतत्रविशाखोक्तंदिने॥६६॥
दिनेद्वादशोनिशाचरस्तत्रमूलोक्तं ॥६७॥
दिनेत्रयोदशोवरुणस्तत्रशततारकोक्तं६८
चतुर्दशअर्यमाख्यस्तत्रोत्तराफाल्गुन्युक्तं
दिने ॥ ६९ ॥ दिनेपंचदशोनिलस्तत्रस्वा
त्युक्तं ॥ ७० ॥ रात्रौप्रथमातिथिलवेश
शिवएव ॥ ७१ ॥ द्वितियोजैकचरणस्त
त्रपूर्वाभाद्रपदोक्तंरात्रौ ॥ ७२ ॥

ટીકા—અગીયારમા મુહુરતના સ્વામી ઇંદર અને અગની બે છે તેમાં વીશાખામાં કહેલ કામ કરવું ॥ ૬૬ ॥ દીવસે બારમા મુહુરતનો સ્વામી રાક્ષસ છે તેમાં મુળમાં કહેલ કામ કરવું ॥ ૬૭ ॥ તેરમા મુહુરતનો સ્વામી વરૂણ છે તેમાં શતભીશામાં કહેલ કામ કરવું ॥ ૬૮ ॥ ચઉદમાનો સ્વામી અર્યમા છે તેમાં ઉતરાફાલગુનીમાં કહેલ કામ કરવું ॥ ૬૯ ॥ દીવસે પનરમા મુહુરતનો સ્વામી વાયુ છે તેમાં સ્વાંતીમાં કહેલ કામ કરવું ॥ ૭૦ ॥ રાત્રીએ પણ રાત્રીમાનના પેહેલા પનરમા ભાગના સ્વામી મહાદેવ છે તેમાં આરદરામાં કહેલકામ કરવું ॥ ૭૧ ॥ રાત્રીયે બીજા મુહુરતનો સ્વામી અજૈક ચરણ છે તેમાં પુરવા ભાદ્રપદમાં કહેલ કામ કરવું ॥ ૭૨ ॥

तृतियोहिर्बुध्न्यस्तत्रोत्तराभाद्रपदोक्तंरात्रौ ॥ ७३ ॥ चतुर्थःपूषारात्रौतत्ररेवत्युक्तं ॥ ७४ ॥ रात्रौपंचमोदस्रस्तत्राश्विन्युक्तं ॥ ७५ ॥ रात्रौषष्ठोंतकस्तत्रभरण्युक्तं ॥ ७६ ॥ रात्रौसप्तमोग्निस्तत्रकृतिकोक्तं ॥ ७७ ॥ रात्रावष्टमोब्रह्मातत्ररोहिण्युक्तं ॥ ७८ ॥ रात्रौनवमःइंदुस्तत्रमृगोक्तं ॥ ७९ ॥ रात्रौदशमोदितिस्तत्रपुनर्वसूक्तं ॥ ८० ॥

ટીકા—ત્રીજાનો સ્વામી અહીર બુધ્ન છે તેમાં ઉતરાભાદ્રપદમાં કહેલ કામ કરવું ॥ ૭૩ ॥ રાત્રીયે ચોથા મુહુરતનો સ્વામી પુશા છે તેમાં રેવતીમાં કહેલ કામ કરવું ॥ ૭૪ ॥ રાત્રીએ પાંચમાનો સ્વામી દસ્ર છે તેમાં અસ્વનીમાં કહેલ કામ કરવું ॥ ૭૫ ॥ રાત્રીયે છઠાનો સ્વામી યમ છે તેમાં ભરણીમાં કહેલ કામ કરવું ॥ ૭૬ ॥ રાત્રીએ સાતમાનો સ્વામી અગની છે તેમાં કરતકામાં કહેલ કામ કરવું ॥ ૭૭ ॥ રાત્રીએ આઠમાનો સ્વામી બ્રહ્મા છે તેમાં રોહીણીમાં કહેલું કામ કરવું ॥ ૭૮ ॥ રાત્રીયે નવમાનો સ્વામી ચંદરમા છે તેમાં મૃગશરમાં કહેલ કામ કરવું ॥ ૭૯ ॥ રાત્રીયે દશમાનો સ્વામી અદીતી છે તેમાં પુનર્વસુમાં કહેલું કામ કરવું ॥ ૮૦

रात्रावेकादशोजीवस्तत्रपुष्पोक्तं॥८१॥रात्रौ द्वादशोविष्णुस्तत्रश्रवणोक्तं ॥८२॥रात्रौत्र योदशोरविस्तत्रहस्तोक्तं॥८३॥रात्रौचतुर्द शस्त्वष्टातत्रचीत्रोक्तं॥ ८४॥रात्रौपंचदशो निलस्तत्रस्वात्युक्तं॥८५॥द्युरात्रिमानतस्ति थिलवः।८६।आद्यतौमधुशुक्रशुचिनभस्यो जपौषमासाशुभान॥८७॥विष्कुंभगंडाति गंडव्याघातशुलवज्रव्यतिपातपरिघवैधृ तयश्चनेष्टाः ॥ ८८ ॥

ટીકા—રાત્રીએ અગીઆરમાનો સ્વામી ગુરૂ છે તેમાં પુષમાં કહેલ કામ કરવું ।।૮૧।। રાત્રીએ બારમાના સ્વામી વિસ્નુ છે તેમાં શ્રવણમાં કહેલ કામ કરવું ।।૮૨।। રાત્રીએ તેરમાના સ્વાંમી રવી છે. તેમાં હસ્તમાં કહેલ કામ કરવું ।।૮૩।। રાત્રીએ ચઉદમાનો સ્વામી સ્ત્વષ્ટા છે તેમાં ચીત્રામાં કહેલ કામ કરવું ।।૮૪।। રાત્રીએ પનરમાં મુહુરતના સ્વામી વાયુછે તેમાં સ્વાંતીમાં કહેલ કામ કરવું. ।।૮૫।। દીવસે દીનમાનને પનરે ભાગ લેવો અને રાત્રીએ રાત્રીમાનને પનરે ભાગ લેવો એ રીતે તાથી લવ કરવો ।।૮૬।। ત્રીને પેહેલું રતુ આવે જેમાં ચઈતર, જેઠ, અશાડ, ભાદરવો, કારતક અને પોશ એ માસો સારા નહી ।।૮૭।। વીશકુંભ ગંજ અતીગંજ, વ્યાધાત, શુળ, વજૂ, વ્યતીપતા પરીઘ અને વૈધૃત એ ચોગો પણ સારા ન જાણવા।।૮૮।।

पापवाराश्चषष्ठयष्टमीद्वादश्यमारिक्तास्तिथयोनेष्टाः ॥८९॥ परगृहकुत्सितस्थानेच ॥९०॥ त्रिभक्तदिनतृतियभागरात्रिसंध्याश्च॥९१॥तिथिभादिसंधयश्च॥९२॥मिश्रोग्रामूलतिक्ष्णभानिच ॥९३॥ अनरुणाल्पाधिकशोणितंनेष्टं॥९४॥ गराद्यष्टकरणान्यशुभानि॥९५॥त्रिविधोत्पातश्च॥९६॥ पापलग्नमपिनेष्टं ॥९७॥ अरुणजीर्णनीलाचित्रांबरंनेष्टं ॥ ९८ ॥

ટીકા—પાપવારે તથા છઠ, આઠમ, બારસ, અમાંસ, ચોથ, નોમ અને ચઊદશ એ તીથીઓ પણ સારી ન જાણવી ॥૮૯॥ પારકું ઘર તથા નઠારૂં સ્થાન પણ સારૂં ન જાણવું ॥૯૦॥ ત્રેણે ભાગ લેતાં દિવસનો ત્રીજો ભાગ તથા રાત્રી તથા સંધ્યાકાળ એઓ પણ સારાં ન જાણવાં ॥૯૧॥ તીથી તથા નક્ષત્રોના સંધીચો પણ સારા ન જાણવા ॥૯૨॥ મીશ્ર ઉગ્ર તથા મુલવીનાનાં તીક્ષણ નક્ષત્રો પણ સારાં ન જાણવાં ॥૯૩॥ રાતા વીનાનું થોડું અગર ઘણું રૂધીર પણ સારૂં ન જાણવું ॥૯૪॥ ગર વીગરે આઠ કરણો પણ સારાં ન જાણવાં ॥૯૫॥ ત્રેણ પ્રકારનો ઉત્પાત પણ સારો ન જાણવો ॥૯૬॥ પાપ ગ્રહનું લગન પણ સારૂં ન જાણવું ॥૯૭॥ રાતું,કાલું, કાબરૂં અને જુરણ લુગડું પણ સારૂં ન જાણવું॥૯૮॥

उक्तान्येषुरजोदर्शनंशुभं ॥९९॥ साधारण लग्नबलेतनुरिष्फाष्टमांत्यगश्चंद्रस्त्याज्यः॥ १००॥ अस्तंगतस्यलग्ननवांशावपि ॥१॥ पापग्रहेंदुयुतांगनवांशावपि ॥२॥यत्रकुत्रा प्यंगेपापनवांशोपि॥३॥लग्नादष्टमग्रहोपि ४।जन्मराशिजन्मलग्नाभ्यामष्टमराशितन्ना थावंगगौत्याज्यौ५केंद्रत्रिकोणगाःशुभास्रो स्थारिलाभगापापाश्चशुभदाः६एतत्साधा रणलग्नबलेकृत्यपठितविशेषोचिंत्यः ॥७॥

ટીકા—કહ્યાથી બીજામાં રતુ આવેતો સારૂં જાણવું ॥૯૯॥ સાધારણ લગન સુધીમાં લગન છઠું, આઠમું અને બારમું એઓમાં ચંદરમા તજવો ॥૧૦૦॥ અસ્ત પામેલા ગ્રહનું લગન તથા નવાંશ પણ તજવો ॥૧॥ પાપગ્રહ અગર ચંદરમા એઓએ યુકત લગન તથા નવમાંશ તજવાં ॥૨॥ ગમેતે લગન હોય પણ તેમાં પાપગ્રહનો નવમાંશ તજવો ॥૩॥ લગનથી આઠમેગ્રહ પણ તજવો ॥૪॥ જનમરાશી અને જનમ લગનથી આઠમો રાશી તથા તેનો સ્વામી એઓ લગનમાં તજવા ॥૫॥ કેંદર ત્રીકોણમાં શુભગ્રહો અને ત્રીજે, છઠે અને અગીઆરમે પાપગ્રહો શુભ ફળ આપનારા જાણવા ॥૬॥ આ લગન સુધી સાધારણ તો એ સરવ કામોમાં ઊપયોગી જાણવી અને જેજે કામમાં વીશેષ કહ્યો હોયતે આ લગન સુધીમાં જોડવો॥૭॥

